

श्री

# आर्यभिषक्

अथवा

# हिंदुस्थाननो वैद्यराज.



प्रकाशक :

सस्तुं साहित्य वर्धक कार्यालय

मुंबई नं. २ अने अमदावाद.

ચોથી આવૃત્તિ–रू. २)





# નિવેદન

આ ગ્રંથની બે વર્ષપર પ્રસિદ્ધ થયેલી ત્રીજી આવૃત્તિ સત્વર ખપી જઈ બીજી સેંકડો માગણીઓ નીકળવાથી તેની ચતુર્થાવૃત્તિ ગુર્જર પ્રજાની સેવામાં સાદર થાય છે.

ત્રીજી આવૃત્તિના સમયથીજ વારાહી (હાલમાં થરા, તાબે પાલણપુર) નિવાસી રા. રા. પ્રાગજી ડોસજી કાનાબારની ઇચ્છા હતી કે, આ ગ્રંથને મૂળ મરાઠી ગ્રંથ સાથે મેળવીને તેમાં રહી ગયેલી બાબતો તથા ભૂલો તેમજ મૂળગ્રંથની નવી આવૃત્તિઓમાં ગ્રંથકર્ત્તાએ પાછળથી કરેલા સુધારા વધારાના સંબંધમાં તેને શોધિત વર્ધિત કરી આપવો. તેમના શ્રમથી ત્રીજી આવૃત્તિને એવો કેટલોક લાભ, ઉપચારોની વ્યાધિવાર ખતવણી તેમજ પારિભાષિક શબ્દાર્થનાં પરિશિષ્ટો ઇત્યાદિરૂપે મળ્યો પણ હતો. ચોથી આવૃત્તિ માટે આ કાર્ય તેઓ સારી રીતે બજાવી શકે તેટલા માટે તે સવેળાથીજ તેમને સોંપાયું હતું. પરિણામે તેમના દ્વારા આ આવૃત્તિમાં નીચે પ્રમાણે સુધારો વધારો થયો છે.

**વનૌષધી ગુણાદર્શ**ની પુરવણીરૂપે મૂળ ગ્રંથકાર સ્વ. શં. દા. પદેએ મરાઠીમાં પાછળથી પ્રસિદ્ધ કરેલા એક નવીન ભાગમાં ૨૯ ઔષધીઓના વર્ણનમાં કેટલોક ઉમેરો કરેલો તે, તે તે વનસ્પતિના પ્રકરણમાં જોડી લેવાયો છે. દાખલા તરીકે જુઓ; અગર, ખસખસ, કપૂર ૪૦. આ સિવાય તેમાં ત્રણ ઔષધીઓનું વર્ણન નવું ઉમેરાયેલું તે પણ આમાં યથાસ્થાને દાખલ થયું છે.

**વનૌષધી ગુણાદર્શ**માં મરાઠી ઉપરથી ભાષાન્તર થવામાં વીશેક ઔષધીઓનું વર્ણન પડયું રહેલું અથવા પડયું મૂકાએલું, તે આમાં દાખલ થયું છે. એમાંની કેટલીક ઔષધીઓ તો બહુ ઉપયોગી છે; જેમકે કરીઆતું, બોલ ૪૦

એજ પ્રકરણમાં શરૂઆતની બંને આવૃત્તિઓમાં ઔષધીઓ તેમજ વ્યાધિઓનાં મુખ્ય નામ અનેક સ્થળે ગુજરાતીને બદલે મરાઠી રહી ગયેલાં, તે આમાં ફેરવાઇને ઘણે ભાગે સાદાં ગુજરાતી નામ દાખલ થયાં છે. એમાં મુખ્ય આધાર સ્વ૦ પદેજીના નિઘંટનોજ લેવાયો છે. આ ફેરફારથી કોઇ કોઇ ઠેકાણે અકારાદિ ક્રમ ફેરવાયલો જણાશે.

**સુબોધ વૈદ્યક**માં સ્વરભેદનો વિષય નહોતો, તે મૂળ મરાઠી ગ્રંથપરથી ઉમેરાયો છે.

**ઔષધી ક્રિયા** આ નામનો આ ગ્રંથનો એક ભાગ ગ્રંથ કર્ત્તાએ પાછળથી પ્રસિદ્ધ કરી તેમાં કેટલાંક રસાયન, ચૂર્ણ, ગુટી ઇત્યાદિ પ્રયોગોનો સમાવેશ કર્યો હતો; તે ભાગ અનુવાદરૂપે આમાં નવીન ઉમેરાયો છે, અને તેથી આ ગ્રંથ સાતને બદલે આઠ ભાગનો બન્યો છે. મૂળ મરાઠી ગ્રંથના રસવૈદ્ય પ્રકરણમાં પરિશિષ્ટ રૂપે યંત્રવિચાર તેમજ કેટલાંક રસાયન વગેરે ઉમેરાયલાં તેનો પણ આ ઔષધીક્રિયાના પ્રકરણમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

**સુબોધ વૈદ્યક**માં કેટલેક સ્થળે એકજ વિષયની પેટા બાબતો જુદી બાબતો તરીકે આપેલી તે આમાં યથાસ્થાને ગોઠવવામાં આવી છે. આ કારણથી આમાં વ્યાધિઓના નંબર આગલી આવૃત્તિ કરતાં થોડાક ઘટેલા જણાશે; પરંતુ હકીકતમાં તો ઉલટો વધારો અને સુધારોજ થયો છે.

મૂળ ગ્રંથના 'સુબોધ વૈદ્યક' ભાગમાં પાછળથી પરિશિષ્ટરૂપે કેટલાક પાકો વગેરેની બનાવટો ઉમેરાયલી તે આ ગ્રંથમાંના '**બૃહત્પાક સંગ્રહ**'વાળા ભાગમાં ઉમેરી લેવાઈ છે.

"વનૌષધી ગુણાદર્શ"માં ઔષધીઓને જુદા જુદા વ્યાધિઓપર વાપરવાના દર્શાવેલા પ્રયોગોની વ્યાધિવાર ખતવણી ગઇ આવૃત્તિમાં શ્રીયુત કાનાબારને હસ્તે પરિશિષ્ટ રૂપે ઉમેરાયલી, તે આમાં પાઠકોની વિશેષ સુગમતા અર્થે **સુબોધ વૈદ્યક**માં આવેલા તે તે વ્યાધિઓના પ્રકરણમાં "**વિશેષ ઉપચાર**" એવા મથાળા નીચે જોડી દેવાઇ છે.

**વૈદ્યકની પરિભાષા**—આ નામનું જે પ્રકરણ આ ગ્રંથ શરૂ થવા પૂર્વે યોજાયલું છે, તેમાં "ઔષધીઓના ગુણદોષદર્શક શબ્દો વિષે સમજૂત"વાળી બાબત નવી ઉમેરાઈ છે.

**પરીક્ષા પ્રકરણ**—આ પ્રકરણ ઉપલા વિષય પછી તરતમાં આવે છે. આ પ્રકરણમાં આવતા "નાડી પરીક્ષા" વાળા વિષયની છેવટે "નાડી પરીક્ષાનું મહત્વ" એ નામના એક ઉપયોગી નિબંધનું ભાષાન્તર ઉમેરાયલું જણાશે. આ મૂળ (મરાઠી) નિબંધ મુંબઈની વૈદ્યસભાએ ઈનામ માટે પસંદ કરેલો હોઈને સ્વ૦ શં૦ દા૦ પદેએ પ્રસિદ્ધ કર્યો હતો.

આ પ્રમાણે આ ગ્રંથમાં જે કાંઈ વધારો થયો છે, તે મૂળ ગ્રંથકાર શાસ્ત્રી શં૦ દા૦ પદે તરફથી છપાયલાં પરિશિષ્ટો વગેરે ઉપરથી અને તેમાંના વિષયો આ ગ્રંથના અંગના હોવાથીજ થએલો જણાશે.

ઉપલી બાબતો ઉપરાંત આ ગ્રંથમાં ઔષધીઓના પ્રકાર, પરીક્ષા તથા ઉપયોગની બાબતમાં તેમજ વ્યાધિઓનાં નિદાન તથા ઉપચાર ઈત્યાદિ બાબતમાં રા૦ કાનાબારને જ્યાં જ્યાં સ્પષ્ટતા, ખુલાસો, ઉમેરો કે સૂચના કરવાનું ઘટિત જણાયું, ત્યાં ત્યાં તેમણે હસ્તલિખિત જૈન યતિઓના તેમજ જુના ગ્રંથોના આધારથી તથા પ્રસિદ્ધ આર્ય, યુનાની અને અંગ્રેજી વૈદ્યક ગ્રંથોના આધારથી તથા જાતિઅનુભવ ઉપરથી તે મુજબ કરવાનો પ્રયત્ન કર્યો છે. એવા ઉમેરા ગ્રંથથી જુદા જણાઈ આવે તેટલા માટે તે ટીપ્પણ રૂપેજ અપાયલા જણાશે. આ ગ્રંથમાંનાં આવાં સર્વ ટીપ્પણ ઉક્ત ગૃહસ્થ તરફનાંજ હોવાને લીધે તે પ્રત્યેકની નીચે તેમનું નામ આપવા જરૂર જોઈ નથી. આવાં સેંકડો ટીપ્પણોને લીધે પણ આ આવૃત્તિમાં અનેક ઉપચાર તેમજ બીજી ઉપયોગી માહિતીનો વધારો થએલો જણાશે.

આ પ્રમાણેના સુધારા વધારા કરીને આ ગ્રંથને વિશેષ ઉપયોગી બનાવવા પાછળ જે શ્રમ રા. રા. પ્રા૦ ડૉ૦ કાનાબારે લીધો છે, તે બદલ તેઓને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે. પોતા તરફના શોધન વર્ધનની હકીકત લખી મોકલતાં તેની છેવટે તેઓ જણાવે છે કે:—"આમ એકંદર રીતે અમારા હાથથી થવા પામેલ કામ પૈકી કેટલુંક તો વાંચકવર્ગને તુરતજ નજરે આવી શકે તેવું છે; પરંતુ ખાસ જરૂર જોગી ભૂલો તો (રૂ. ૧૦ વાળી) પહેલી આવૃત્તિ * * * * સાથે મેળવી જોવાથી અમારી મહેનતનું અનુમાન બાંધી શકાશે. તોપણ અમે ખરા અંતઃકરણથી કહીએ છીએ કે હજી પણ અમારાથી કેટલોક જોઈતો સુધારો બની શક્યો નથી અથવા અમારાથી અમારી સમજ ભેદથીજ નવીન ભૂલ થવા પામી છે એમ દેખાશે; પરંતુ **નભઃ પતન્त्यात्मसमं पतत्रिणः** આકાશનો પાર નથી પણ પક્ષીઓ પોતાની ગતિની માફકજ ઉડે છે, એ ન્યાયથી અમે અમારાથી બની તેટલી સેવા બજાવી છે; અને વિશેષ જેમની ઈચ્છા હોય તેમને અમારો પ્રતિબંધ નથી પણ ખાસ આગ્રહ છે. અમે એના માટે આભાર માનીશું."

ઉપર્યુક્ત શોધન વર્ધન કરવામાં રા. કાનાબારને મરાઠી જેવી પરભાષાના મૂળ ગ્રંથ ઉપર મુખ્ય આધાર રાખવાનો હોવાથી, તેમજ "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત પ્રમાણે આ તરફ પ્રચલિત ન હોય એવાં ઉત્તર ગુજરાત તરફનાં કેટલાંક નામો તથા શબ્દો તેમના લખાણમાં આવે એ સ્વાભાવિકજ છે; જેથી એમાં ઠીકઠાક કરવાનું, તેમજ તેઓ તરફથી થઈ આવેલા સુધારા વધારામાંથી લેવા યોગ્ય અંશનો નિર્ણય કરવાનું, તેમજ વાક્યરચના ન સમજાય તેવી હોય ત્યાં તેને સુધારી લેવાનું કાર્ય (છાપવા આપવા અગાઉ) આ લખનારને કરવાનું હતું. સંસ્થાની બીજી રોકાણો તેમજ શરીરપર આવી પડેલા એક અકસ્માતની પીડાને લીધે એ કાર્ય તેનાથી પુરેપુરૂં નહિ બની શકવાથી, બાકીનું કાર્ય છેવટના પ્રુફ જોવા સમયે સંસ્થાના વ્યવસ્થાપકને બજાવવું પડયું હતું. એમાં પણ જે કંઈ ભૂલચૂક રહી જાય અથવા નવી થઈ જાય, પ્રુફરીડર અથવા પ્રેસનો દોષ આવી જાય, તેમજ કોઈ શબ્દનો અર્થ ન સમજાય તે પાછળથી શુદ્ધિપત્રમાં આપવાનો રાખીને તત્કાળમાં તે જેમનું તેમજ કાયમ રાખવું પડયું હોય, તે સર્વનો સુધારો શુદ્ધિપત્રરૂપે તૈયાર કરવાનું છેવટનું કાર્ય રા. કાનાબારને સોંપાયું હતું. આ પ્રમાણે સંશોધક, વ્યવસ્થાપક તેમજ સંપાદક ઉપર આવેલાં કાર્ય તેમણે યથાવકાશ અને યથામતિ—શક્તિ બજાવવા પોતપોતાથી બનતો યત્ન કર્યો છે. આમ છતાં એમાંના કોઈનો પણ એવો દાવો નથી કે આ આવૃત્તિમાં કશી ભૂલચૂક કે ન્યૂનતા નથીજ રહી. મૂળ મરાઠી આર્યભિષક્‌ના કર્તા શ્રીયુત શંકર દાજી પદેએ પોતાની હયાતીમાંજ છપાવીને બે વાર પ્રસિદ્ધ કરેલું આ ભાષાંતર ભાષા તેમજ શબ્દોની બાબતમાં સ્થળે સ્થળે મરાઠીની છાયાવાળું

અને સરળતાથી નહિ સમજાય તેવું હોવાથી પુરેપુરી શુદ્ધિ તો કોઈ વૈદ્યક અને લેખનના અનુભવીને હાથે નવીન ભાષાન્તર થાય ત્યારેજ આવી શકે તેમ છે.

મૂળ ગ્રંથકારે જાતેજ તૈયાર કરાવીને બબ્બે વાર પ્રસિદ્ધ કરેલું આ ભાષાંતર આ સંસ્થાએ પણ જો જેમનું તેમજ પ્રસિદ્ધ કરીને લોકોને તે ૫) ને બદલે ૧॥ માં પુરૂં પાડવાનું કામજ માત્ર બજાવ્યું હોત તો પણ ચાલી શકત; પરંતુ શોધન વર્ધન કરી આપનાર રા. કાનાબાર જેવા ઉત્સાહી અને મહેનતુ સજ્જન નીકળી આવવાથી આ ગ્રથંને એ બાબતનો પણ લાભ મળી શક્યો એ વિશેષ ખુશી થવા જેવું છે. જો કે આ વિષયને અંગે આગળ જણાવાયું તેમ પ્રથમ ખ્યાલમાં નહિ એવો કેટલોક શ્રમ તેમને, આ લખનારને તેમજ વ્યવસ્થાપકને ઉઠાવવો પડ્યો હતો; પરંતુ ગ્રંથની ઉપયોગિતા વધવાને પરિણામે તે સાર્થકજ છે.

આશા છે કે ગ્રંથમાં હજીએ જે કાંઇ સુધારવા યોગ્ય દોષો દષ્ટિ જણાય તેની સુધારણા સૂચવીને સુજ્ઞ અનુભવી જનો ભાવી આવૃત્તિને અધિક ઉત્તમ બનાવવામાં યોગ આપશે.

આગલી આવૃતિ સમયે ઉમેરાયલું "**સ્વ૦ શં. દા. પદેનું ચરિત્ર**" આ આવૃત્તિમાં પણ કાયમ જણાશે; તેમજ 'પારિભાષિક શબ્દાર્થ'વાળો વિષય પણ "ઔષધીઓના સમૂહોનાં નામ" એવા વધારે બંધ બેસતા નામ સાથે **વૈદ્યક પરિભાષા**ના પેટામાં અપાયલો જણાશે.

આગલી આવૃત્તિઓમાં ઔષધી-યુક્તાયુક્ત-વિચાર, કઠિન શબ્દનો કોષ, ઔષધી પ્રતિનિધિ ઇત્યાદિ પ્રકીર્ણ વિષયો જુદે જુદે સ્થળે આવેલા તે, તેમજ એવા જે જે વિષયો આ આવૃત્તિમાં ઉમેરાયા છે, તે સર્વ પાઠક વર્ગની સુગમતા માટે આ આવૃત્તિમાં, ગ્રંથની શરૂઆત પૂર્વે આવતા **વદ્યકની પરિભાષા**વાળા પ્રકરણના પેટામાં એકત્ર કરવામાં આવ્યા છે. એ વિષયો આ પ્રમાણે છેઃ-૧. ઔષધી યુક્તાયુક્ત વિચાર. ૨. ઔષધી લાવવાનો પ્રકાર. ૩. સ્વરસાદિ પાંચ પ્રકારના કાઢા. ૪. કાઢાનો પ્રકાર. ૫. ચૂર્ણ. ૬. વટિકા (ગોળીઓ). ૭. ઉકાળો (ફાંટ) કરવાનો પ્રકાર. ૮. હિમ કરવાનો પ્રકાર. ૯. કલ્કનો પ્રકાર. ૧૦. ઔષધ-સેવન કાળ. ૧૧. સર્વ સાધારણ અનુપાનો. ૧૨. વનૌષધી ગુણાદર્શમાં આપેલાં નામો વિષે ખુલાસો. ૧૩. ઔષધી પ્રતિનિધિ. ૧૪. ઔષધીઓના ગુણદોષ દર્શક શબ્દો વિષે સમજૂત. ૧૫. ઔષધીઓના સમૂહનાં નામો. ૧૬. કઠિન શબ્દનો કોષ.

સ્વ૦ શંકર દાજી પદેની હયાતીમાં નીકળેલી આ ગ્રથની બે આવૃત્તિઓ કરતાં આ સંસ્થાદ્વારા નીકળેલી ત્રીજી આવૃત્તિમાં પરિશિષ્ટો ઇત્યાદિ ઉમેરાવાને લીધે સુમારે સાઠેક પૃષ્ઠનો જે ઉમેરો થયો હતો, તે ઉપરાંત આ આવૃત્તિમાં (ઉપર વર્ણવેલા સુધારા વધારાઓને લીધે) બીજા ૧૫૪ પૃષ્ઠ ઉમેરાયલાં જણાશે. આ પ્રમાણે આ સંસ્થાદ્વારા એકંદરે લગભગ સવાબસો પૃષ્ઠના થએલા ઉમેરાને લીધે આ ગ્રંથની હકીકતમાં લગભગ ૫૦ ટકા વધારો થએલો જણાશે.

માત્ર ગઈ ત્રીજી આવૃત્તિના (પૃષ્ઠ ૫૩૬ ના) કદ સાથે આ આવૃત્તિનું (પૃષ્ઠ ૭૦૦ નું) કદ સરખાવવામાં આવે તો પણ આમાં ત્રીસ ટકા જેટલો વધારો થએલો જણાશે, અને તે જોતાં આ આવૃત્તિના મૂલ્યમાં થએલો આઠ આનાનો વધારો સ્વાભાવિક અને પ્રમાણસર જણાશે.

યુરોપના મહા પ્રચંડ યુદ્ધને લઈને કાગળોની થઇ પડેલી ત્રણગણી મોંઘવારી તરફ જોતાં તો આ ગ્રંથનું મૂલ્ય આ કરતાં સવાયું દોઢું રાખવું પડયું હોય; પરંતુ પાઠકોના પુણ્યયોગે સવેળા ચેતીને કાગળો સંગ્રહી લેવાયા હતા, અને સેજસાજ નડેલી મોંઘવારીનું નિવારણ આ આવૃત્તિનાં પૂઠાં સોનેરીને બદલે શાહીની છાપનાં કરાવવાથી થઇ શક્યું; જેથી મૂલ્યનું પ્રમાણ આગલા ધોરણ પ્રમાણેજ રહી શકયું છે. પૂઠાં આગળના જેવાં સોનેરી નામવાળાં કરાવવામાં સોનાના વર્કની થઇ પડેલી મોંઘવારી તથા અછત પણ અંતરાયરૂપ હતી. શાહીની છાપને લીધે પૂઠાંની મજબૂતીમાં તો જરા પણ ફેર પડતો નથી.

આ ગ્રંથની છેવટે આપેલા શુદ્ધિપત્રક તરફ વાચકોનું ખાસ ધ્યાન ખેંચી ખાસ ભલામણ કરવાની કે પ્રત્યેક વાંચકે ગ્રંથ વાંચવા પહેલાંજ તે મુજબનો સુધારો કરી લેવો. વિષય વૈદ્યકનો રહ્યો એટલે તેમ કરવું અત્યંત આવશ્યક છે.

શ્રાવણી પૂર્ણિમા-સં. ૧૯૭૨.

ભિક્ષુ-અખંડાનંદ.
મંત્રી સ. સા.

# આ ગ્રંથના ખર્ચ તથા મૂલ્યની વિગત.

૧૭૦૬ા કુલ ફોર્મ ૮ાા ની પ્રત ૨૦૦૦) પાછળ ખર્ચ દર ફોર્મે દીઠ રૂ. ૧૯ાા પ્રમાણે. વિગત કે:— કાગળના રીમ ૧ ના સરાસરી પડતરથી રૂા. ૮ાાા; કાગળના બીગાડ ખાતે રૂા. ૦ા; છપાઇ તથા ફોલ્ડીંગ રૂા. ૬ાા; સંશોધન, પ્રુફ, વીમો, દેખરેખ ઇત્યાદિ મળીને પુસ્તક છપાઇ જતાં સુધીના તમામ વ્યવસ્થા ખર્ચ બદ્દલ રૂા. ૪; કુલ રૂા. ૧૯ાા.

૧૬) છબી તથા ચિત્ર સંબંધી ખર્ચ.

૧૧૮) બીગાડ, ઘટ, ભેટ, ઇ૦ ખાતે પ્રત ૨૦૦ તથા ખાતાના ફંડમાં સહાય ખાતે પ્રત ૧૦૦ વધુ છપાવવા માટે કાગળનાં રીમ ૧૩ાા.

૩૫૧) બાઇંડીંગ, અસ્તર, રેપર તથા તે સંબંધી પરચુરણ ખર્ચ મળીને દર સેંકડે રૂા. ૧૭ પ્રમાણે.

૨૧૬) પેકીંગ અને રેલ્વે ખર્ચ દર રૂપીએ નવ પાઇ પ્રમાણે.

૨૪૦૭ા કુલ થયા.

**આ પુસ્તકનું મૂલ્ય** રૂા. ૨) છે, એમાંથી ચાલુ ધોરણ મુજબ બુકસેલર કમીશન ખાતે ૧૨ાા; જાહેરખબર ખાતે ૧૨ાા; અને પુસ્તકો ખપી રહેતાં સુધીના મકાન ભાડું, નોકર પગાર, વીમો ઇત્યાદિ વ્યવસ્થા ખર્ચ ખાતે ૧૨ાા મળી કુલ ૩૭ાા ટકા બાદ થતાં બાકી રહેતી રૂ. ૧ા ની રકમને બે હજાર પ્રતે ગુણવાથી જે રકમ થશે તે ઉપલી કુલ રકમ સાથે લગભગ મળતી આવતી જણાશે.

તુરતમાં ખરીદનાર માટે ઉપલા ખર્ચો પૂરેપૂરા ન ચડાવતાં દર પ્રતે ચાર આના કમી રાખવામાં આવ્યા છે.

આ ગ્રંથની ગઈ ત્રીજી આવૃત્તિથીજ દરેક મ્હોટા પુસ્તકમાં તેના આવક ખર્ચનો અડસટ્ટો છાપવાનું શરૂ કરાયલું હોવાથી, એ આવૃત્તિમાં મૂલ્ય તથા ખર્ચના ઉપલા ધોરણ વિષે ખુલાસા રૂપે જે હકીકત જણાવેલી તે નવીન વાંચકોની જાણ માટે નજીવા સુધારા સાથે નીચે આપવામાં આવે છે.

"મકાનભાડું, પગાર વગેરેના ખાસ ખર્ચો ઉઠાવવા ન પડતાં માત્ર જાતે પહોંચી વળાય તેટલુંજ કામ કરકસરથી, જાત મહેનતથી અને પુરતી કાળજી તથા દેખરેખથી કરી શકનાર અન્ય હરકોઇ સજ્જન જો ધારે તો આવાં પુસ્તકો આ કરતાં પણ કંઇક સસ્તા મૂલ્યે પ્રકટ કરી શકે; અને તે દ્વારા સ્વપ્રયત્ન બદલ તથા નાણાંની રોકાણ બદલ કેટલોક બદલો મેળવી સ્વાર્થે સાથે પરોપકાર પણ ઠીક સાધી શકે એ સ્પષ્ટજ છે."

* * * * * *

"ઉપલા પ્રકારે કાર્ય થાય તો ઉત્તમ પુસ્તકો સસ્તાં ફેલાવવાનું કાર્ય વધુ સરળતાથી, સસ્તાપણાથી અને વધુ પ્રમાણમાં થઇ શકે એ પણ દેખીતુંજ છે. કારણ કે પ્રથમ તો અનેક પુસ્તકો છપાવવા ખાતે આ સંસ્થા પાસે નાણાંની જે મોટી સગવડ જોઇએ તેની મુશ્કેલી છે; બીજું એ કે સંસ્થાની રીતે કામ લેવામાં ગમે તેટલી કરકસર કરવા છતાં એકાદ ખાનગી આસામી કરતાં દરેક પ્રકારે બહોળો ખર્ચ કાર્યપર ચડે છે, અને તેમાં પણ જો કાર્યને હજી વધારવામાં આવે તો ખર્ચનું પ્રમાણ હાલ કરતાં પણ વધી જાય, અને તેથી પુસ્તકોની કિંમતનું પ્રમાણ હજી પણ વધુ રાખવું પડે. આ પરિણામ અમને પસંદ ન હોવાથી ઉપર જણાવેલા પ્રકારે જુદે જુદે હાથે જુદાં જુદાં કામો થાય એ વધારે જરૂરનું છે; અને તેથી જુદી જુદી ગ્રંથમાળાઓ નીકળવાની જે કાંઇ શરૂઆત થતી જોવામાં આવે છે, તેને આવકારદાયક સમજી તેવીજ રીતે જુદાં જુદાં નાનાં મોટાં પુસ્તકો પણ સારી છપાઇ અને સસ્તી કિંમતે કહાડનારા જુદા જુદા સજ્જનો નીકળી આવે એમ અમે ઇચ્છીએ છીએ."

"અત્ર કોઇ કોઇ સજ્જનો ઇચ્છશે કે આટલા ખરચો પણ ન ચડાવતાં માત્ર કાગળ, છપાઇ તથા પૂઠાં જેટલીજ કિંમતે પુસ્તકો અપાય તો ઠીક. તેમને અમે સૂચવીશું કે એવા ખરચો ઉઠાવી લેવા તેમણે

પોતે તૈયાર થવું અથવા તો બીજેથી મેળવી પુરા પાડવા. આવા ગુરૂ મહારાજો ઘણાખરાઓ માત્ર વાણીનાંજ વડાં કરી જાણનારા હોવાથી તરતજ ફરમાવી દેવાના કે, આમ કરીને કે તેમ કરીને તેવા ખરચો બીજાઓ પાસેથી મેળવી લ્યો ! ! તેમને નમ્રતાથી એટલુંજ અમે કહી શકીશું કે, અમને તે આવડતું નથી. વળી તેની સાથે તેમના હૃદયમાં હરિફાઇનો કે એવો કાંઇક પણ કાંટો આવીને કંઇક પણ કાર્યપ્રદેશમાં પ્રેરાવા તેઓ લલચાય, તથા તેમનામાં કાંઇ પણ ખરૂં સત્વ હોય તો તે જાગી ઉઠે તેટલા માટે, એટલું પણ કહી દઇશું કે, પોતે આમ કે તેમ કશુંજ કરવા તૈયાર ન છતાં કોઇ માણસ બનતી રીતે જે કાંઇ જરાતરા કરતો હોય તેનેજ પોતાના તરંગો પ્રમાણે ચાલવાની આજ્ઞા ફરમાવનારા સત્વહીન ગુરૂઘંટાલોનો એક પણ શબ્દ કે સલાહ અમારે મન કોડીની કિંમતનાં પણ નથી. આના ઉત્તરમાં ગમે તેવા હલકા શબ્દો અમને ભલે પહેરાવવામાં આવે, પણ તેમ કર્યા પછી પણ કાર્યપ્રદેશમાં ઉતારનારૂં ખરૂં સત્વ તેમનામાં થોડું ઘણું પણ જાગશે તો ઇશ્વરનો અમે ઉપકારજ માનીશું. અમે તો ઘણાએ ઇચ્છીએ છીએ કે વાંચવાની ઇચ્છાનેજ કિંમત ગણીને મુફત પુસ્તકો પુરાં પાડનારા ઉદારાત્માઓ ભારતમાંથી નીકળે; પરંતુ તેમ ન થાય ત્યાં સુધી વ્યવસ્થા વગેરેના તમામ ખરચો પરોપકાર વૃત્તિથી ઉઠાવી લઇને માત્ર કાગળ, છપાઇ અને પૂઠાં જોગી કિંમતથીજ ઉત્તમ પુસ્તકો સારા રૂપમાં પ્રકટ કરનારા નીકળી આવે તો તેથી પણ આ ધોરણ કરતાં પોણી કે અર્ધી કિંમતે હિંદની પ્રજાને પુસ્તકો મળી શકે તેમ છે; પરંતુ તેવા ઉદારાત્માઓ નીકળી આવીને ભારતમાતાના પવિત્ર અંકને દીપાવે નહિ ત્યાં સુધી ઉપલા ધોરણે કાર્ય કરનારા અધિક સજ્જનો નીકળી આવે તે પણ કાંઇ ઓછા સૌભાગ્યની વાત નથી.

---

# આ સંસ્થાનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

**મુંબઇ–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. કાલબાદેવી રોડ, ભાંગવાડીને નાકે હાથી બિલ્ડીંગમાં ત્રીજે દાદરે.

„ **બૉમ્બે સ્વદેશી સ્ટોર્સ કું. લીમીટેડ**–ઠે. બોરીબંદર સામે; તથા મેશર્સ એન. એમ. ત્રિપાઠી ઠે. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા કાલબાદેવી રોડ ઝવેરબાગને નાકે આવેલા બુકસેલરો પંડિત જયેષ્ઠારામ મુકુંદજી, પંડિત નારાયણ મૂલજી અને દા. વસનજી પરમાણંદ ચાહેવાળા.

**અમદાવાદ–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા**–ઠે. ત્રણદરવાજા બહાર નદીએ જતાં.

„ **બુકસેલર ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ. ઠે–રીચીરોડ**–બાલાહનુમાન પાસે.

„ **બીજા સર્વ જાણીતા બુકસેલરો**ને ત્યાં પણ મળશે.

# નીચલાં સ્થળોએથી ખર્ચજોગી સ્હેજ વધુ કિંમતે મળશે.

**ભાવનગર**–બુ. અબ્દુલહુસેન આદમજી.

**રાજકોટ**–બુ. બહેચર મેઘજી, ઠે. પરાબજાર.

**ડાકોર**–બુકસેલર જેઠાલાલ મનસુખરામ, ઠે. બજાર.

**નડીઆદ**–ચુનીલાલ બોઘાભાઇ,ઠે. અમદાવાદી દરવાજે.

**વડોદરા**–બુ. મોહનલાલ મનસુખરામ, ઠે. લહેરીપુરા.

**સુરત**–પી. વી. મ્હેતાની કું, ઠે. પારસીશેરીને નાકે.

**સુરત**–બુ. કરસનદાસ નારણદાસ, ઠે. નાણાવટ.

**ભરૂચ**–બુ. દેશાઇ બ્રધર્સ, ઠે. કતોપોર.

---

# ત્રીજી આવૃત્તિનું નિવેદન.*

'બૃહદ્ ગ્રંથમાળા' નીકળવાની શરૂઆત સંવત્ ૧૯૬૮ ની આખરથી થઈ હતી. અત્યાર સુધીમાં તે દ્વારા નીકળેલા ચાર ગ્રંથોમાં પહેલો ગ્રંથ (જ્ઞાનેશ્વરી) વેદાંતનો, બીજો (ભાગવત) પુરાણનો, ત્રીજો (શ્રી શિવાજી છત્રપતિ) જીવનચરિત્રનો અને ચોથો (રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો) ઐતિહાસિક હતો. આજે પાંચમા ગ્રંથ તરીકે આ 'આર્યભિષક્' નામનો વૈદ્યક વિષયનો ગ્રંથ પ્રકટ થાય છે. આ ગ્રંથની યોજના ઇત્યાદિ હકીકત ગ્રંથકર્તાની આ પછી આપેલી પ્રસ્તાવનામાં જણાશે.

આ ગ્રંથને મૂળ મરાઠીમાં રચી પ્રકટ કરનાર સ્વર્ગસ્થ શંકર દાજી શાસ્ત્રી પદે; એક વિખ્યાત, ઉત્સાહી તથા કુશળ વૈદ્ય અને દેશભક્ત હતા. જેમનું સચિત્ર જીવનચરિત્ર આ પુસ્તકમાં આપેલું જણાશે. આ પુસ્તકનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરાવનાર તેમજ છપાવી પ્રકટ કરનાર પણ તેઓજ હતા. તેમની માતૃભાષા ગુજરાતી ન હોવાથી આમાં ભાષા, શૈલી અને જોડણી જોઇએ તેવી સરળ, સ્પષ્ટ અને શુદ્ધ જણાશે નહિ; છતાં આ વાત પણ કહેવીજ જોઇએ કે સામાન્ય ગુર્જર વાંચકો સમજી શકે નહિ એવી તો તે નથીજ; એટલુંજ નહિ પણ ગુજરાતી પ્રથમાવૃત્તિનું મૂલ્ય રૂ. ૧૦ ) હોવા છતાં પણ તે ખપી જઇ તેની બીજી આવૃત્તિ નીકળવી, તેમજ તે પણ ઉપડી જઈને અધિક માગણી જારી રહી ત્રીજી આવૃત્તિનો પ્રસંગ આવવો, એ વાત પણ ગુર્જર વાંચકવર્ગમાં તે કેટલું ઉપયોગી અને આદરને પાત્ર થઇ પડયું છે, એના પ્રત્યક્ષ પ્રમાણરૂપજ છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ડીમી અષ્ટપત્રીના આકારમાં પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધરૂપે બે ગ્રંથોમાં નીકળી શ્રીમંત સયાજીરાવ મહારાજને સમર્પિત થઇ હતી. બીજી આવૃત્તિ રૉયલ અષ્ટપત્રી કદમાં એકજ પુસ્તકના રૂપમાં રૂ. ૫)ના મૂલ્યથી ઇ. સ ૧૯૦૮ માં નીકળી હતી, અને તે 'રામ કંપની–સુરત' તરફથી ત્યાંના રાંદેર પ્રિન્ટીંગ પ્રેસમાં છપાઈ દેશાઇ મોટાભાઇ મોતીલાલને સમર્પિત થઇ હતી; પરંતુ પછી કેટલાંક કારણોથી તેના પ્રચારની વ્યવસ્થા આ સંસ્થાએ પોતાના ધોરણને અનુસરતી રૂા. ૧ાા ની કિંમત રખાવીને સ્વીકારી હતી.

આ પ્રકારે બીજી આવૃત્તિનો નિકાલ થઇ ગયા પછી પણ અનેક સ્થળેથી તેની માગણી ચાલુ રહેવાથી આ ત્રીજી આવૃત્તિનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. જે યથાસાધ્ય સુધારા વધારા સહિત છપાઇ તૈયાર થતાં ગુણજ્ઞ વાંચકોના કરકમળમાં સાદર થાય છે.

આ પુસ્તક પ્રકટ કરવાની સમ્મતિ સ્વ૦ વૈદ્યશાસ્ત્રી શંકર દાજીના બંધુ મુંબઇનિવાસી શ્રીયુત્ રામકૃષ્ણ દાજી જોશી પદે, એમણે પૂર્ણ નિષ્કામતાથી આપવા બદલ ગુર્જર વાંચકવર્ગ તરફથી તેમનો અત્યંત આભાર માનવામાં આવે છે. શાસ્ત્રીજીના ચિત્રનો બ્લૉક વાપરવા આપીને તેમજ તેમનું હીંદીમાં પ્રકટ થએલું ચરિત્ર આ પુસ્તકમાં આપવાનો સુયોગ આપીને, દારાગંજ–પ્રયાગ નિવાસી શ્રીયુત્ જગન્નાથપ્રસાદ શુકલ કે જેઓ 'સુધાનિધિ' નામે હિંદીમાં નીકળતા વૈદ્યક વિષયના માસિકપત્રના તંત્રી છે; તેમણે કરેલા ઉપકારનું પણ આ સ્થળે સ્મરણ કરવું જોઇએ.

* * * * * * *

* * * * * *

વ્યાધિ થયા પછી ઉપાય કરવા કરતાં વ્યાધિ ન થાય એવું જ્ઞાન અને જાળવણીજ શ્રેષ્ઠ છે; તેમજ ખાવાની ઔષધિઓ કરતાં અન્ન, જળ, સ્થળ અને વાયુની યોગ્ય ફેરબદલી, ઉપવાસ, નેતી, ધોતી, બસ્તી, પવિત્રતા, સ્વચ્છતા, મૃત્તિકા, સૂર્યપ્રકાશ, રંગ, વ્યાયામ, પ્રાણાયામ, સ્વેદન, વમન, આનંદ, શાંતિ,

* આ આગલી આવૃત્તિના નિવેદનમાંની તેજ આવૃત્તિ સાથે સંબંધ રાખનારી કેટલીક પ્રાસંગિક હકીકત અત્ર અનાવશ્યક હોવાથી પડી મૂકવામાં આવી છે, અને ત્યાં * આવાં ચિહ્ન મૂકવામાં આવ્યાં છે.

મંત્રી સ. સા.

સદ્વિચાર, સત્સંગ, સદ્ગ્રંથ ઇત્યાદિ પથ્ય પ્રકારો અને પદાર્થોનું સેવન તેમજ કુપથ્ય આહારવિહારનો ત્યાગ આ બાબતોનેજ અધિક સરળ, સ્વાભાવિક અને ઉપકારક સમજીને દરેક દરદીએ તેવા કુદરતી ઉપચારોનુંજ સેવન કરવું જોઈએ. વૈદ્યો તેમજ ડૉક્ટરોએ પણ એવી બાબતોનેજ ખરેખરી ઉપકારક સમજીને તેનો પૂર્ણ અભ્યાસ કરવો જોઇએ અને તેવા ઉપચારોનો દરદીઓને લાભ આપી આ નવીન જેવા દેખાતા માર્ગમાં શરૂઆતમાં લોકો ન સમજે તો ધૈર્ય રાખી કાંઇક ખમીને પણ ચલવી લેવું જોઇએ. આમ કરવાથીજ પરિણામ ધીમે ધીમે તેમના પક્ષમાં વળતું જશે અને છેવટે અર્થપ્રાપ્તિ પણ એ ઉત્તમ રસ્તે અધિક થયા વિના રહેશે નહિ. દરદીઓએ પણ આ કુદરતી ઉપચારોનું મહત્ત્વ ધ્યાનમાં લઇને તેના અનુભવવાળા ઉપચારકોનીજ સલાહ અને આશ્રય લેવાં જોઇએ. એ ઉપચારો એવા તો સરળ અને સ્વાભાવિક હોય છે કે જો તેને લગતાં પુસ્તકો અવલોકવાનું રાખ્યું હોય, અને તેને અનુસરીને યથાસાધ્ય સામાન્ય જાળવણી પણ રાખી હોય, તો વ્યાધિઓ થવાના ઘણાખરા સંભવો અર્ધે રસ્તેથીજ નષ્ટ થઈ જાય છે; એટલુંજ નહિ પરંતુ ઉદ્ભવી ચૂકેલા અનેક સામાન્ય વ્યાધિઓ પણ એમાંના એકાદ બેજ સાદા પ્રકારોના સેવનવડે સહેલાઇથી નિવૃત્ત થઈ જાય છે.

ખરૂં જોતાં એવા કુદરતી ઉપચારોને લગતાં પુસ્તકોની તેમજ વ્યાધિ થવાનો પ્રસંગજ ન આવે એવા આહારવિહાર અને રીતિ રીવાજોનું જ્ઞાન આપનારાં પુસ્તકોનીજ જનસમાજ માટે ઘણી આવશ્યકતા છે. યૂરોપ અમેરિકામાં તો એવા ગ્રંથો પુષ્કળ નીકળી ચૂક્યા છે; તેમજ એવા ઉપચારકો પણ હવે જ્યાં ત્યાં જોઇએ તેટલા મળી આવે છે.

આપણા દેશમાં એવા ઉપચારકો તેમજ પુસ્તકો હજી નહિ જેવાંજ છે. વિવિધ ગ્રંથમાળાદ્વારા દર વર્ષે એકાદ પુસ્તક આ પ્રકારનું નીકળે તો ઠીક, એવી આતુરતા મૂળથી હોવા છતાં એ વિષયના અનુભવી અને ઉદાર લેખકોની દુર્લભતાને લીધે હજી કશુંજ બની શક્યું નથી.

* * * * * * * * *

* * * * * * * *

મુખ્યત્વે ઉપર જણાવ્યા જેવાજ ઉપચારો તથા વિચારો પુરા પાડનારૂં ધન્વન્તરિ નામે માસિક વિસનગરમાં નીકળે છે; એ વાત ગુજરાત માટે સદ્ભાગ્યની છે. સિવાય ઘણાં વર્ષોથી ગુજરાતની સેવા બજાવી રહેલા 'વૈદ્યકલ્પતરૂ' માસિકમાં તેમજ શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી 'મહાકાળ' તેમજ 'પ્રાતઃકાળ' માસિકોમાં પણ એ પ્રકારના લેખો વખતોવખત આવ્યા કરે છે; જે ખાસ મનન કરવા-યોગ્ય હોય છે. ગુજરાતના દરેક ઘરમાં આવાં માસિકો વંચાવા યોગ્ય છે. જેના સદુપયોગપર ચારે પદાર્થની પ્રાપ્તિનો આધાર રહેલો છે એવા માનવ શરીર અને મનની રચનાથી; તેમજ એ શરીર તથા મનને માટે હિતાહિતકારક થઈ પડનારા આહારવિહાર અને ઉપચારો જેવી બાબતોથી અજ્ઞાત રહીને વખતોવખત નાનાવિધ વ્યાધિઓના પંજામાં સપડાયા કરવું; એના કરતાં અધિક અજ્ઞાન અને મૂર્ખતા બીજી કઇ હોઈ શકે? એવી બાબતોની અનેક પ્રકારની માહિતી, સ્મૃતિ અને ચેતવણી સમયે સમયે આપ્યા કરનાર, તેમજ જગતમાં થતી જુદી જુદી અદ્ભુત વૈદ્યક શોધોની તથા દેશવિદેશના જુદા જુદા અનુભવીઓના અનુભવોની માહિતી આપ્યા કરનાર એવાં વૈદ્યક વિષયનાં તેમજ માનસિક વિષયનાં માસિકો ખાતે વર્ષે દિવસે માત્ર થોડી રકમ ખરચી નાખવી એ શું પ્રત્યેક બુદ્ધિમાનનું અત્યંત આવશ્યક કર્ત્તવ્ય નથી?

* * * * * *

* * * * * *

**સર્વત્ર વિરાજમાન, સર્વના પરમ હિતસ્વી "વૈદ્યોનારાયણો હરિઃ" ના સર્વોત્તમ કલ્યાણમય સ્વરૂપને સર્વ વાચકો અને માનવબન્ધુઓ ઇચ્છે, મેળવે અને આધિવ્યાધિ તથા ઉપાધિમાત્રથી સર્વ કાળ માટે મુક્ત થઈ પરમાનંદની નિત્ય પ્રાપ્તિસ્વરૂપ તે મહાન મોક્ષપદને પ્રાપ્ત થાય એ ભાવના સહિત ૐ તત્સત્ ॥**

**ચૈત્ર શુક્લ પૂર્ણિમા સંવત ૧૯૭૦.**
**એપ્રીલ ઇ. સ. ૧૯૧૪.**

**ભિક્ષુ—અખંડાનંદ.**
**(મંત્રી સ. સા.)**

६१६३

# બીજી આવૃત્તિ છપાવનારની પ્રસ્તાવના.

પ્રિય આર્ય સુહૃજ્જનો, અભિનવોન્નતિમાં વિદ્યા એ મુખ્ય છે. વિદ્યા સંપાદન કરવા માટે વિશેષમાં સર્વ કરતાં આરોગ્યની ખાસ જરૂર છે. એજ આરોગ્ય પ્રાપ્ત કરવાને, ઉક્ત ગ્રંથમાં રંકથી રાજા સુધી યોગ્ય એવા ઉપચારો સાથે રોગ તથા તેની ચિકિત્સા આદિ સરળ પ્રકારે આપવા ઉપરાંત તેનું પૂર્વરૂપ, પ્રાપ્તરૂપ અને ઉત્તરરૂપતું પરિપૂર્ણ વિવેચન કરેલું છે; પરંતુ તેનું રહસ્ય વાંચનપૂર્વક મનન કરનારજ જાણે, નહિ તો અમારી આજે એવી સ્થિતિ છે કે કોઈ પણ પુસ્તક ખરિદું અને તે પુસ્તકમાં દોષ શું છે? એજ જોવા ઉપર લક્ષ રહેવું અથવા પુસ્તક ખરીદી તેનો ઉપયોગજ ન કરવો; અને કોઇ શંકા કે જરૂર જણાય તે વખતે "એમાં કંઇ નથી" કે "વાંચવા ફુરસદ મળી નથી" એવો જવાબ વાળવો. એ શું? એથી અમારી ઉન્નતિ થશે કે? કદિ નહિ. માટે પ્રીતિપૂર્વક પુસ્તકનો યોગ્ય ઉપયોગ કરી દોષનો પરિત્યાગ કરી ગુણ ગ્રહણ કરશો એવી નમ્ર વિજ્ઞપ્તિ છે. પુસ્તકના વિષયોનું વર્ણન પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં આપેલું છે. તે ઉપરાંત મજકુર પુસ્તકમાં જુદી જુદી ભાષાઓમાં વનસ્પતિઓનાં નામ તથા મ્હારી યથામતિ ગુર્જર ભાષામાં સુધારણા કરી છે; છતાં તેમાં દૃષ્ટિદોષ અથવા હસ્તદોષ આવેલા હોય તેની સુજ્ઞ વાચકવર્ગ ક્ષમા કરશો. એ પુસ્તક મ્હારી સ્થિતિ ઉપર વિચાર કરી આ. મ. શંકર દાજી શાસ્ત્રીપદેએ મને દ્વિતીયાવૃત્તિ છપાવવા આપી ઉપકૃત કર્યો છે, તેથી તેઓના દેશોત્કર્ષી કાર્યમાં જગન્નિયંતા પ્રભુ યશ આપે એવી નમ્ર પ્રાર્થના કરી વાંચક વર્ગની રજા લઉં છું. અસ્તુ!

---

આ ગ્રંથના સંપાદક આ૦ મ૦ સ્વર્ગસ્થ શંકર દાજી શાસ્ત્રી પદેની

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

હિંદુસ્તાનમાં કોઈ પણ વિષયના ગ્રંથો પ્રાચીન વખતે એટલા થઈ ગએલા છે કે હાલ તેનાં નામની ટીપ પણ અમે જાણવાને અશક્ત થઇ બેઠેલા છીએ. અંગ્રેજી રાજ્ય થઈ તેમની વિદ્યા રાજપ્રયત્નથી ઉત્કર્ષ થવા પામી; તેથી તો અમારા પૂર્વેના કેટલાક ગ્રંથો તથા તેમાંની જુદી જુદી વિદ્યાઓ નાબુદ થઇ જાય છે. **कष्टं शिष्यक्षतिक्रातिकलौ कार्यमृच्छन्ति विद्या** આનું આ બાબત ઉદ્વેગજનક વાક્ય ઘણાક લોકના મ્હોંમાંથી નિકળે છે, એનું કારણ એજ છે. માટે જે અમારો સુશિક્ષિતવર્ગ છે, જેની બુદ્ધિ વિશાળ થઇ છે, જે માન્યતાને પામેલા છે અથવા ઇશ્વિરે જેને અનુકૂલતા આપેલી છે એવા સદ્‌ગૃહસ્થોએ આ ઉદ્વેગજનક બનાવનો નાશ થવા માટે પ્રયત્ન કરવાની ઘણી અગત્ય છે.

મ્હારાં તન, મન અને ધન એની અલ્પ સહાયવડે જે પ્રયત્ન કેટલાક વરસથી ચાલેલો છે, અને તેમાં મ્હેં આર્યવૈદ્યકનો ઉત્કર્ષ થવા માટે જે થોડું ઘણું કર્યુ છે, તેમાં 'આર્યભિષક્' નામના માસિક પુસ્તક દ્વારા મરાઠી ભાષામાં વૈદ્યકના ગ્રંથો બહાર પાડવાનું એક મોટું કામ છે. પરમેશ્વર મ્હારા પ્રયત્નને ઉત્તેજન આપે છે અને મને આ કામમાં સહાય કરે છે. આ બાબત હું અત્યંત નમ્રતાથી તેનું ચિંતન કરી આભાર માનું છું. મ્હારી ઇચ્છાનુસાર પરમેશ્વર મ્હારામાં તાકાત ઉત્પન્ન કરે એવી આશા રાખી, હું જે કંઇ પ્રયત્ન કરૂં છું તેથીજ આ 'આર્યભિષક્' પુસ્તકનું મ્હારા અત્યંત પ્રેમાળ ગુજરાતી બંધુઓ માટે ગુજરાતીમાં ભાષાંતર કરવાનું કૃત્ય એ પણ એક મ્હેં મોટું કામ ઉઠાવેલું હતું. મ્હારા વિદ્વાન ગુર્જર-બંધુ અને હાલ શ્રી કાશીનિવાસી, વૈરાગ્ય-વિદ્યા ઇશ્વિરચિંતનશીલ સત્પુરૂષ **હરિકૃષ્ણ ભગવાનલાલ વ્યાસ** એમના અનુમતથી તથા ભાષાંતર કરવાનું જોખમ તેઓએ પોતાના શિર ઉપર લઇ ભાષાંતર કરી આપ્યાથી, આ કામ હું કરી શકયો. એ જણાવવાની મને બહુ ખુશાલી ઉપજે છે. સહવિચાર તથા સંઘશક્તિથી કેટલાં મોટાં કામો બની આવે છે, તેનું આ પુસ્તક એક ખુલ્લું ઉદાહરણ છે; એમ હું સમજું છું. કેમકે મ્હારા આ પ્રયત્નમાં વખતોવખત જે જે મ્હારા મિત્રોએ મને જે સહાય્ય કરેલી છે, તે જોઇ મને તેમનું સ્મરણ થયા વગર રહેતું નથી.

હાલ આર્યવૈદ્યકનો ઉત્કર્ષ થવા માટે પ્રયત્ન થવો કેટલો જરૂરી છે, એ વિષે અત્ર વિવેચન કરવાની જરૂર નથી; પણ પ્રસંગ આવવાથી એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે આવો પ્રયત્ન થવો હાલ અત્યંત જરૂરી છે; અને તે માટે મારા સ્વદેશબંધુઓ મને તથા મારા જેવા જે કોઇ આ બાબત પ્રયત્ન કરનાર હશે તેમને મદદ આપ્યા વગર રહેશે નહિ. એકબીજાને મદદ આપી ખુદ દેશની ઉપયોગી વિદ્યા સારી હાલતમાં લાવી મૂકવી; એજ સુજન પુરૂષનું ખરૂં કર્તવ્ય છે.

આ પુસ્તક તૈયાર કરવા માટે મને કેટલી મહેનત થઈ હશે તથા મારા મિત્રો કેટલી મહેનતમાં પડ્યા હશે એનો વિચાર કરી મારા સ્વદેશબંધુઓ આ ગ્રંથનો આદર કરશે, અને મારાથી આમાં જે ભૂલચૂકો થઈ ગઇ હશે તે સુધારવા માટે પ્રેમાળ મનથી મને સૂચના કરશે, તથા મારૂં આ કામ નિર્દોષ બનાવશે, એવી હું ઘણી આશા રાખું છું.

હું જાત્યા મહારાષ્ટ્ર હોવાથી ગુર્જર ભાષા તરીકે મારી ચૂકભૂલો થઇ હશે તે બાબત ક્ષમા કરીને મારી ઉપલી વિનંતિને મારા વિદ્વાન બંધુઓ માન આપી, મારા પ્રયત્નમાં સહાયભૂત થશે, એવી હું વિનયપૂર્વક યાચના કરૂં છું.

પ્રસ્તાવનામાં વિશેષ ખુલાસો કરી લખવાનો મારો વિચાર હતો, પણ હાલ તે બાબત લખવા કરતાં, કરેલો પ્રયત્ન સજ્જનોની આગળ રાખવો અને તેજ તે બાબત વિચાર કરશે તે સારૂં, એમ મારૂં મત થવાથી, ઉપલો વિચાર મેં મુલતવી રાખ્યો છે.

તથાપિ તેમાં જે બાબત થોડાકમાં પણ સમજાવવાની જરૂરની છે, તેટલી સમજાવી હું હાલ રજા લેવા ધારૂં છું.

આર્યવૈદ્યકમાં વૈદ્યક બાબતનું સઘળી રીતે વિવેચન કરેલું છે, પણ તે બધા વિષયો વાંચકની આગળ આ પુસ્તકમાં મૂકવા એ બનવા જેવું નથી, માટે તેમાંની કંઇએક બાબતો સંક્ષેપમાં મ્હેં અત્ર ગોઠવેલી છે. વનસ્પતિ આ એક આર્યવૈદ્યકમાં મોટી મહત્વની બાબત છે; અને તે માટે વનૌષધી ગુણાદર્શનું આ આર્યભિષક્‌ના પહેલા ભાગમાં બનતાં સુધી સવિસ્તર વિવેચન કરેલું છે. તેમજ રોગનાં નિદાન, લક્ષણ, ઉપચાર, પથ્યાપથ્ય વગેરે બાબતનું અનુક્રમવાર વિવેચન 'સુબોધ વૈદ્યક'માં કરેલું છે. રસાયન અને ખનીજ પદાર્થો બાબત રોગના ઉપચાર સહિત અનુક્રમવાર વિવેચન થવા માટે 'રસવૈદ્યક' આ એક સ્વતંત્ર ભાગ છે. તેમજ અનેક જાતના પાક, અવલેહ, મુરબ્બા, શિરકા વગેરે બાબતનું ખુલ્લું વિવેચન 'બૃહત્પાક સંગ્રહ' એવો જુદોજ ભાગ પાડીને તેમાં કરેલું છે. તેમજ 'ગોવૈદ્યક'; 'પ્રાણીજ ઔષધી'; 'અશ્વરોગપરિજ્ઞાન' આ ત્રણ વિષયોનાં પણ જુદાં જુદાં પ્રકરણો છે.

તે સિવાય કઠિન શબ્દનું જ્ઞાન થવા માટે કોશ, અને વૈદ્યકની પરિભાષા, આઠ જાતની નાડી વગેરે પરીક્ષા,—આવી રીતે સ્ફુટ વિવેચન કરી આ ગ્રંથ સંપૂર્ણ રીતે સુલભ થાય એવી ગોઠવણ કરેલી છે.

તે છતાં પણ એમાં કરવા જેવું ઘણુંજ છે એમ મને લાગે છે, પણ તે થવું એ કેવળ મારા દેશબંધુઓના આશ્રય ઉપર રહેલું છે. માટે તે આશ્રય જેમ જેમ મળી જશે તેમ તેમ મ્હારો આગળનો પ્રયત્ન સફળ થશે એમ કહી, તેની રાહ જોઉં છું.

પ્રથમ કહ્યા પ્રમાણે મારા મિત્ર હરિકૃષ્ણ ભગવાનલાલે ભાષાંતર કરવાનો, તથા સ્વર્ગવાસી શેઠ કમળશી પ્રેમજી એઓએ આ પ્રયત્ન આગળ ચલાવવા માટે યોગ્ય સલાહ આપી ઉત્તેજન માટે આશ્રય આપ્યો, તે બાબત તેમનો ઉપકાર માનવાને હું ઘણો આતુર થાઉં છું.

આટલુંજ નહિ, પણ શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજ ગાયકવાડ—રાજ્ય વડોદરા, એમની તરફથી મને મ્હારા પ્રયત્નમાં આરંભથી જે આશ્રય મળતો જાય છે અને જે થકી હું આગળ પ્રયત્ન ચલાવવાને સશક્ત થાઉં છું, તે માટે મહારાજા સરકારનો હું અત્યંત આભારી છું. તેમજ મ્હારા આશ્રયદાતાઓ કે જેમાં કચ્છના અધિપતિ મહારાજા શ્રી ખેંગારજી સવાઇ બહાદુર; ધરમપુરના મહારાજા શ્રીમોહનદેવજી; મુંબઇના પ્રસિદ્ધ ઉદાર શેઠ સરનાઇટ દીનશા માણેકજી પિટિટ તથા બાઈ દીનબાઇ નસરવાનજી પિટિટ વગેરે છે તેમનો તથા ડી. લક્ષ્મીદાસની કંપની જેવા ઉત્સાહવર્ધક બુકસેલરનો આભાર માની, અને પરમેશ્વર એમના જેવા સજ્જનોને એવોજ ઉત્સાહ આપે એવી પ્રાર્થના કરી આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.



આયુર્વેદ મહોપાધ્યાય સ્વર્ગસ્થ શંકર દાજી શાસ્ત્રી પદે.

આર્ય ભિષક્ ગ્રંથના કર્તા.

લક્ષ્મી આર્ટ, ભાયખલા, મુંબઈ

## મૂળ મરાઠી ગ્રંથના કર્ત્તા, આયુર્વેદ મહોપાધ્યાય,

# સ્વર્ગસ્થ પં. શંકર દાજી શાસ્ત્રી પદેનું જીવન.*

गुणिगणगणनारम्भे न पतति कठिनी सुसम्भ्रमा यस्य ॥
तस्याम्बा यदि सुतिनी वद वन्ध्या स्त्री कीदृशी भवति ॥ १ ॥

સંસારમાં એવા અસંખ્ય મનુષ્યો ભરેલા છે કે જેઓનો પોતાનાં થોડાંક કુટુંબીજનો અને ઇષ્ટ મિત્રોને છોડીને સર્વ સાધારણ જનસમાજની સાથે કાંઇ પણ સંબંધ હોતો નથી. જે વિચારશીલ પુરૂષો રાત્રિદિવસ દેશની દશાનો વિચાર કર્યા કરે છે, અને જેઓ ચાહે છે કે દેશમાં પુરૂષસિંહોની—હિંસક જંગલી સિંહો નહિ; પણ પરાક્રમી, સાહસી, પુરૂષાર્થી નરસિંહોની–ઉત્પત્તિ થાય, અને દેશમાં ધર્મનિષ્ઠ સપૂતોની સંખ્યા વધે, એવા પુરૂષોના–હૃદયમાંથી વર્ત્તમાન ભારતવાસીઓની દશા જોઇને તેમાં એકાદ બાળકના જન્મથી વધારો થતો જોઇને નિરાશાની સાથે એવાજ ઉદ્દગારો નીકળે છે કે ઓગણત્રીસ કરોડ મુર્દાલોમાં પૃથ્વીનો ભાર વધારવા માટે અને પૂર્વ પુરૂષોની કીર્તિ ઉપર કાટ ચડાવવા અર્થે એક મુર્દાલ જીવની સંખ્યા વધી. એજ પ્રમાણે કોઇ શિશ્નોદરપરાયણ મનુષ્ય મરી જાય છે, ત્યારે એવો વિચારશીલ સજ્જન બોલી ઉઠે છે કે: ચાલો, ઠીક થયું ! પીડા ટળી, પૃથ્વીનો ભાર હલકો થયો અને ભારતવર્ષના વ્યર્થ જતા અન્નનો એટલે અંશે બચાવ થયો. આ સ્થળે પ્રશ્ન એ ઉઠે છે કે ત્યારે તે વિચારશીલ પુરૂષ ચાહે છે કોને અને કોની કામના કરે છે ? ઉપરજ કહેવામાં આવ્યું છે કે જે પુરૂષસિંહ છે, સાચો સપૂત છે અને ખરેખરી રીતે પોતાના ગુણોવડે પોતાની માતાની કુખને દીપાવે એવો છે; તેજ સાધારણ જનસમાજમાં આશા, પ્રેમ અને સહાનુભૂતિનું સ્થળ છે. જે પુત્ર માતાની સેવા ન કરે–જનની જન્મભૂમિને કામ ન આવે, તે પુત્રજ શું કામનો ? જે ગુણી પોતાના ગુણવડે સર્વ સાધારણને લાભ ન પહોંચાડે તે ગુણી શું કામનો ? જે મનુષ્ય સમાજનાં સુખ દુઃખને પોતાનાં સુખ દુઃખ ન સમજે તે મનુષ્ય શું કામનો ? જે સપૂતની કોઈ વિશેષ ગુણવાળા ગુણીઓમાં ગણત્રી ન થાય તે સપૂત શું કામનો ? કોઇ વિશેષ ગુણની ચર્ચા ઉઠતાંની સાથેજ તે ગુણ ધરાવનારાઓની ગણત્રીમાં જેનું નામ ગણવામાં આવતું નથી, તેવા મનુષ્યોને મથાળે ટાંકેલો શ્લોક બનાવનાર કવિ સપૂત ગણતો નથી, અને તેની માતાને પુત્રવતી તરીકે કબૂલ કરવાને ઇચ્છતો નથી. તે મોટા સંશયમાં પડી પ્રશ્ન કરે છે કે જો તેની માને પુત્રવતી કહેવામાં આવે, તોપછી વંધ્યા–વાંઝણી સ્ત્રી કોને કહેવી ? સારાંશ કે જેને પુત્ર નથી હોતા તેજ વાંઝણી છે એમ નહિ, પણ જેના પુત્રો દેશને ઉપયોગી થઇ પડતા નથી અને જેના ગુણોથી સમાજને લાભ મળી શકતો નથી, તે પણ છતે દીકરે વાંઝણી સમાનજ છે; અને તેના પુત્રો, પુત્રપદ્વીને લાયક ગણાતા નથી. આજે અમે જે સ્વર્ગવાસી સજ્જનનું જીવન ચરિત્ર વાચકવર્ગ સમક્ષ રજુ કરવા ચાહીએ છીએ, તે ભારતવર્ષના સપૂતોમાંના એક હતા. પોતાની માતાના–જનની જન્મભૂમિના સાચા સપૂત કહેવડાવવાને તેઓ અધિકારી હતા.

આ ગ્રંથના કર્ત્તા સ્વ૦ શાસ્ત્રીજી શંકર દાજી પદે એમનાં બધાં કાર્યોથી અમે સંપૂર્ણ રીતે વાકેફગાર નથી, અને જે વાત જાણીએ છીએ તેને પણ વિસ્તારથી લખવા માટે અહીં સ્થાન નથી; તેથી તેમના જીવનચરિત્રને સંક્ષિપ્તમાં આપી, તેમનાં કાર્યોનો આભાસ માત્ર અહીં રજુ કર્યો છે.

પંડિત શંકર દાજી શાસ્ત્રી પદેના પૂર્વ પુરૂષ પૂના જીલ્લાના નારાયણ ગામમાં રહેતા હતા; કિન્તુ તેમના પિતા શ્રીયુત્ દાજી શાસ્ત્રી જોશી સહકુટુંબ મુંબઇમાં આવીને રહ્યા હતા, અને ત્યાંજ પોતાની જ્યોતિષ

---

* પ્રયાગનિવાસી શ્રીયુત્ જગન્નાથ પ્રસાદ શુકલ વૈદ્ય એમણે સંવત્ ૧૯૬૭ માં હિંદીમાં પ્રકટ કરેલા ચરિત્ર ઉપરથી રા. રા. કનૈયાલાલ ગીરધરલાલ કોઠારી બી. એ; એમની પાસે તૈયાર કરાવેલા અનુવાદના સારાંશ રૂપે અહીં આ ચરિત્ર આપવામાં આવ્યું છે.
ગ્રં. શ્રી. સ. સા.

વિદ્યાના પ્રભાવવડે મોટા મોટા લોકોને પોતાના બનાવી સારી નામના મેળવવાની સાથે દામ પણ ઠીક કમાતા હતા. અસ્તુ ! શંકર શાસ્ત્રીજીનો જન્મ મુંબઈમાંજ શાકે ૧૭૮૮, સંવત ૧૯૨૩ ના ચૈત્ર વદ ૧૦ ( મહારાષ્ટ્રીઓના હિસાબે ફાગણ વદ ૧૦ ) અર્થાત્ તા. ૩૦ મી માર્ચ સને ૧૮૬૭ ના રોજ થયો હતો. મહારાષ્ટ્ર બ્રાહ્મણોમાં કહાડે, કોકણસ્થ, દેશસ્થ આદિ શાખાઓમાંથી તેમના વડીલો દેશસ્થ શુક્લ-યજુર્વેદી હતા; અને "પદે" તેમના કુલનું "ઉપપદ" અથવા "આસ્પદ" છે. એવું માલૂમ પડે છે કે તેમના પૂર્વ પુરુષ પેશ્વાઓના રાજદરબારમાં વેદના પદપાઠ કરી પુરસ્કાર મેળવતા હતા અને તેથી તેમનાં ખાનદાનને તે ઉપપદ—અટક પ્રાપ્ત થઈ છે. હજુ સુધી પણ તેમનાં ખાનદાનના લોકો મોટે ભાગે વિદ્વાન થયા કરે છે. સામાન્ય રીતે દેશસ્થ બ્રાહ્મણો શાન્ત, નિષ્કપટ, ધાર્મિક અને સાધુ વૃત્તિના હોય છે અને તેથી આ બધા ગુણો તેમનામાં પૂર્ણરૂપે વિદ્યમાન હતા. મહારાષ્ટ્રમાં આજ સુધીમાં જેટલા સાધુઓ થયા છે તે સર્વે દેશસ્થ છે અને જેટલા રાજનૈતિક પુરુષો થયા છે તે પ્રાયઃ કોકણસ્થ હતા અને છે. દેશસ્થોના સ્વાભાવિક ગુણો ઉપરાંત વ્યવહારમાં જે બીજા ગુણોની આવશ્યકતા છે, તે પણ તેમનામાં હતા. તેઓ તેમના પિતાના વચલા પુત્ર હતા. તેમના મોટાભાઈ જ્યોતિર્વિભૂષણ પંડિત રામકૃષ્ણ જોશી આ સમયે મુંબઈમાં વિદ્યમાન છે અને ત્યાંના નામાંકિત અને પ્રતિષ્ઠિત જ્યોતિષી ગણાય છે. તેમના નાના ભાઈ શ્રીયુત દિનકરરાવનો ઘણાં વર્ષો થયાં પરલોકવાસ થયો છે; તેમણે નાની ઉમ્મરમાંજ જ્યોતિષમાં વિલક્ષણ અધિકાર પ્રાપ્ત કર્યો હતો. શંકર શાસ્ત્રી મોટા ભાઈની જેટલી અદબ જાળવતા હતા તેટલોજ નાના ભાઈ ઉપર પૂર્ણ સ્નેહ રાખતા હતા અને જ્યારે પણ તેમનું સ્મરણ કરતા હતા ત્યારે તેમની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં.

"પુત્રનાં લક્ષણ પારણામાંથી વર્તાય" એ કહેવત મુજબ આ ચરિત્રના નાયક શંકરરાવની વિલક્ષણ બુદ્ધિનો પરિચય તેમની નાની ઉમ્મરમાંથીજ થવા લાગ્યો હતો. તેમણે ફક્ત આઠ વર્ષની અવસ્થામાંજ મરાઠીનો અભ્યાસ પૂર્ણ કરીને સુપ્રસિદ્ધ પ્રજ્ઞાચક્ષુ ભારત—ભાનુ, સાહિત્યાચાર્ય સ્વર્ગવાસી પંડિત ગટ્ટુલાલજી મહારાજ પાસે સંસ્કૃત સાહિત્ય, ન્યાય, વ્યાકરણ, મીમાંસા આદિનું અને પંડિત પ્રભાકર દાજી વાઈકરની પાસે વેદનું અધ્યયન કરવાનો આરંભ કરી દીધો હતો. પાઠશાળામાં તેઓનું નામ હમ્મેશાં પહેલું રહેતું હતું. નાની ઉમ્મરમાં વિદ્યાર્થિ—દશામાંજ તેમના અંતઃકરણમાં સાર્વજનિક કાર્યોનાં બીજાંકુર ફુટવા લાગ્યાં હતાં અને તેથીજ પક્વ અવસ્થામાં તેણે વૃક્ષનું રૂપ ધારણ કર્યું હતું. કોઇ કોઇ વખતે પાઠશાળામાંજ પોતાની સાથે ભણનારાઓ તથા અન્ય બાળકોને એકત્ર કરીને પોતે વ્યાખ્યાન આપતા હતા: અને બાળકોના આપસ આપસના ઝઘડાઓનો પોતેજ નિકાલ લાવતા હતા. સાથે ભણનારા સહાધ્યાયીઓનું તેઓએ એક પંચ બનાવ્યું હતું અને નિશ્ચય કર્યો હતો કે બાળકોમાં માંહોમાંહે જે ઝગડા જાગે તેની અધ્યાપકો કે માબાપો પાસે ફરીઆદ નહિ લઈ જતાં, તેનો ઘર મેળે—બાળકોના પંચદ્વારાજ ફેંસલો લાવવો. બાલ્યાવસ્થામાં તેઓનો ક્રોધ શંકરના જેવોજ ઉગ્ર હતો, તથાપિ સાર્વજનિક કામમાં પોતાના ક્રોધને દબાવી દેવાનો તેઓએ એવો તો સુંદર અભ્યાસ કર્યો હતો કે લાયક ઉમ્મરે પહોંચતાં તેઓએ ક્રોધને પી જવામાં અને ઉદ્દિષ્ટ—સાધ્ય હેતુ પાર પાડી લેવામાં સારી ખ્યાતિ મેળવી હતી. બાર વરસની ઉમ્મરમાંજ તેમનામાં સાર્વજનિક કાર્યોને એટલો તો જોશ પ્રકટી નીકળ્યો કે પોતાના મોટા ભાઇ અને કેટલાક મિત્રોની સહાયતાવડે "બાલમિત્ર" નામનું માસિક કહાડવાનું તેઓએ શરૂ કરી દીધું. તેના ખર્ચને માટે કોઈની પાસે યાચના નહિ કરતાં તેઓએ જે પ્રબન્ધ કર્યો હતો તે ઉપરથી તેમના પુરુષાર્થ અને આત્મનિર્ભરતાનો જાણવા જેવો પરિચય મળે છે. પોતાના પિતા તરફથી જે ખીસા ખર્ચ ( મીઠાઇ આદિને માટે ) તેમને મળતું હતું, તેમાંથી તેઓ ઉક્ત પત્રનું ટપાલ ખર્ચ તથા પત્ર વ્યવહાર આદિનું પરચુરણ ખર્ચ નિભાવતા હતા; અને પત્રની છપામણીને માટે તેઓએ "જગદીશ્વર" પ્રેસના માલિક શ્રીયુત્ નાના સાહેબની સાથે એવો પ્રબંધ કર્યો હતો કે છપામણીના બદલામાં તેઓએ પ્રેસનાં પ્રુફો વાંચી આપવાં. તેની પહેલાં "વિદ્યાપ્રકાશ"માં પોતે લેખ લખતા હતા તે પણ ચાલુ રાખ્યા હતા. આવી રીતે હવે તેમની મરાઠી લેખક તરીકે ગણત્રી થવા લાગી અને વડોદરેથી ( હવે મુંબઇથી ) પ્રકટ થતા મરાઠી "સયાજીવિજય" પત્રના અધિકારીએ તેમને પોતાના પત્રના સંપાદકનું કામ કરવા માટે

બોલાવ્યા. તે પત્રને હાથમાં લઈને તેમણે ધીરે ધીરે ખૂબ પ્રસિદ્ધિમાં આણ્યું; પરંતુ પિતાના ગાઢ પ્રેમને લીધે બેચાર વર્ષમાં તેમને ફરી મુંબઈ જવું પડયું. તેઓ મુંબઈ તો ચાલ્યા ગયા, પણ તેટલા વખતના અભ્યાસ તથા અનુશીલન–મનનને પરિણામે તેઓ એક ચુનન્દા મરાઠી લેખક બની ગયા હતા. ત્યાર પછી તેઓએ બીજાની માલેકીના કોઈ પત્રના સંપાદક થવાનો ભાર ઉપાડયો નહોતો, તોપણ "શંકર" "પિનાકી" "ભ્રમર" આદિ ઉપનામોવડે સમય સમયપર છેવટ સુધી મરાઠી પત્રોમાં તેમના લેખો પ્રકાશિત થયા કરતા હતા. "નેટીવ ઓપીનીયન" નામના પત્રમાં "સૃષ્ટિ સંચાર" ના નામથી તેમના લેખો અનેક વિષયોપર છુટા છવાયા અને કોઈ વખતે તો નિયમસર પ્રગટ થયા કરતા હતા. કેટલીક વખત મરાઠી સંસારમાં તેમના લેખોથી ભારે હલચલ પેદા થતી હતી. ચાર પાંચ વર્ષ પહેલાં "ભારત ધર્મ મહામંડળ" અને "થીઓસોફી" ને લગતા તેમના લેખોથી ભારે ધૂમ મચી ગઈ હતી. બધાં મરાઠી અને ઘણાં ખરાં હિન્દી પત્રોનું તે તરફ ધ્યાન ખેંચાયું હતું અને થીઓસોફીકલ સોસાયટી સંબંધી ધામધુમ દેખીને ખુદ "કેસરી" ને પણ પોતે સ્વીકારેલા પક્ષનું સમર્થન કરવાનું છોડી દઈ ચૂપ રહેવું પડયું હતું. આ તરફ વિકટ અને ગંભીર ચર્ચાના વિષયો લખતાં પણ તેમની કલમ રોકાતી નહોતી અને વિશેષતા તો એ હતી કે તેમનો લખવાનો કોઈ ચોક્કસ–નિશ્ચિત સમય નહોતો. અમે જાતે જોયું છે કે તેઓ રાત્રે લખવા બેસતા તો બે ત્રણ વાગી જતા અને રાતના બે વાગે આંખ ઉઘડી જતી તો અર્ધ નિદ્રિત અવસ્થામાં લખતાં લખતાં સવાર પાડી દેતા. એવી રીતે જાહેર કામ કરવાની સાથે, "સયાજીવિજય" માંથી આવ્યા પછી કેટલાક દિવસો સુધી તેઓએ જગદીશ્વર પ્રેસના વ્યવસ્થાપક તરીકે કામ બજાવ્યું હતું; અને સારી વ્યવસ્થાવડે પ્રેસની ઉન્નતિ કરી નોકરવર્ગને હમ્મેશાં પ્રસન્ન રાખ્યો હતો, જેથી તે હમ્મેશાં તેમની બરોબર આજ્ઞા પાળતો હતો. તે વખતે તેઓની એવી ઇચ્છા થઈ હતી કે પોતાના વડવાઓના ગામમાં માજી ગવર્નરનાં સ્વર્ગવાસી પત્ની લેડી કલાર્કના નામથી એક "આદર્શ કૃષિક્ષેત્ર" એક અનાથાલય અને એક વ્યવહારિક શિલ્પશાળા ખોલવાં. આ બાબતમાં નામદાર ગવર્નરની સાથે તેઓએ પત્રવ્યવહાર ચલાવ્યો હતો. આમાં બે લાભ થવાનું તેઓએ ધાર્યું હતું. એક તો એ કે સરકારી નામ હોવાથી વ્યર્થ શંકા કરનારા ઓફીસરો તેમજ અમલદારોને ખોટા વ્હેમો લાવવાનું કે નકામા અડંગા લગાવવાનું બની શકશે નહિ; અને બીજું એ કે પ્રજાને જે લાભ પહોંચાડવાનો ધાર્યો હોય તે પહોંચી શકે. જો કે તેઓ રાજનૈતિક મામલામાં કદિ પણ પ્રત્યક્ષ ભાગ લેતા નહોતા, તોપણ તેથી એમ સમજવાનું નથી કે તેઓ ગૂઢ રાજનૈતિક વિષયો સમજતા નહોતા. તેમની સાથે વાતચિત કરનારો મનુષ્ય સહજજ સમજી શકતો કે તેઓએ રાજનૈતિક વિષયો ઉપર પણ સારી રીતે મનન કર્યું છે. તેઓ પોતાને કોઇ પણ રાજ્યદ્વારી પક્ષના મનુષ્ય તરીકે ગણાવતા નહોતા, પરન્તુ પોતાની અન્તિમ બીમારીના વખતમાં કેટલીક વખત "તિલક મહારાજકી જય" કહીને ઉછળી ઉઠતા હતા અને એક દિવસ વાયુના આવેગમાં આવીને કહેવા લાગ્યા હતા કે: "તિલકને તમે સાધારણ મનુષ્ય સમજતા નહિ, તે સાચા મહાત્મા છે." આ ઉપરથી તેમને માટે ગમે તેવું અનુમાન કરવામાં આવે; પણ વ્યવહારમાં તો તે અતિ પક્કા સ્વદેશી અને સ્વધર્માભિમાની હતા.

અન્ય વિષયોને છોડીને અમે હવે તેમના વૈદ્યકના વિષયને હાથ ધરીશું. યદ્યપિ તેમના પિતાના કુળના લોકો જ્યોતિષી હતા, તથાપિ માતૃકુલમાં વૈદ્યકની ચર્ચા અધિક થતી હતી અને તેમની માતા પણ વ્યાવહારિક વૈદ્યક વિષયોનું સારૂં જ્ઞાન ધરાવતાં હતાં. તે સિવાય તેમના પડોશમાં શ્રીયુત ભાનુ વૈદ્ય કુલકર્ણી નામે એક જાણીતા વૈદ્ય રહેતા હતા, જેમનો તેમના ઉપર વિશેષ સ્નેહ હતો અને શાસ્ત્રીજી પણ તેમની પાસે ઘણો વખત બેસતા ઉઠતા; જેથી તેમના હૃદયપટ ઉપર વૈદ્યક વિષયનું સરસ પ્રતિબિમ્બ પડયું હતું. તેમનું વલણ વૈદ્યકની તરફ જોઈને તેમના પિતાએ પણ તેમને વૈદ્યકનો અભ્યાસ કરવાની સલાહ આપી; જેથી તેઓ બહુ પ્રસન્ન થયા. ઉપર જણાવેલા મહાશય કુલકર્ણી શાસ્ત્રાધ્યયનની અપેક્ષાએ અનુભવમાં ઘણા પાવરધા હતા; જેથી અનુભવજન્ય વૈદ્યકજ્ઞાન તેમની પાસેથી પ્રાપ્ત કરી શાસ્ત્રના અભ્યાસને માટે બીજો માર્ગ અખત્યાર કરવામાં આવ્યો હતો. વૈદ્યકના અભ્યાસની સાથે તેઓએ પોતાનો વેદાભ્યાસ, અન્ય શાસ્ત્રાભ્યાસ તથા વ્યાખ્યાન દેવાં, સાંભળવાં અને વખત મળે ત્યારે

કીર્તન આદિમાં જવાનો ક્રમ પણ ચાલુ રાખ્યો હતો. આ બધી બાબતોથી ઘરનાં માણસો તેમનાથી ઘણાં પ્રસન્ન રહેતાં હતાં. આ વખતે તેઓએ "રાજવૈદ્ય" નામનું વૈદકનું મરાઠી માસિકપત્ર કહાડયું અને તેને પાંચ છ વર્ષ ચલાવ્યા બાદ "આર્યભિષક્" પત્ર કહાડી તેમાં ઉક્ત માસિકનું સંમ્મિલન કરી દીધું.

મરાઠીમાં મહાત્મા તુકારામની એક કવિતા (અભંગ) છે કેઃ—

"निश्चयाचे बल। "तुका" ह्मणे तेची फल।"

જેનો ભાવાર્થ એવો છે કે જે મનુષ્યમાં પોતાના કરેલા નિશ્ચયનું બળ હોય છે, અર્થાત્ જે પોતાનું કામ હિંમત હાર્યા વગર દૃઢતાપૂર્વક કર્યે જાય છે, તેને અવશ્ય સફળતા પ્રાપ્ત થાય છે. શાસ્ત્રીજીનો આ કવિતા ઉપર બહુ વિશ્વાસ હતો અને કોઇ મનુષ્ય હિંમત હારી જતો તો તેને તેઓ આ કવિતા સંભળાવી હિંમત આપતા હતા. આવા નિશ્ચયબળનાં કારણસરજ તેઓ એકલે હાથે પણ ઘણું કામ કરવાને સમર્થ થયા હતા. "રાજવૈદ્ય" કહાડયા પહેલાં અને આયુર્વેદનો અભ્યાસ કર્યા પછી તેઓએ જોયું કે આપણા ઘણાજ પ્રાચીન, લોકોત્તર અને લોકોપકારી આયુર્વેદ શાસ્ત્રની ભારે અવગણના થઇ રહી છે અને તે બહુ નઠારી હાલતમાં આવી પડયુ છે; આ વિચારથી તેમનામાં એક પ્રકારની દૈવી સ્ફૂર્તિ ઉત્પન્ન થઇ અને આયુર્વેદના પઠન પાઠનનો પ્રચાર વધારવા માટે સ્થળે સ્થળે શાળાઓ ખોલવાની આવશ્યકતા વિચારી, આયુર્વેદનું રહસ્ય લોકો બરોબર સમજે તેટલા માટે ઋષિપ્રણીત પ્રાચીન ગ્રન્થોની શોધખોળ કરીને તેને પ્રકાશિત કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. તેઓએ એમ પણ જોયું કે વર્તમાન વૈદ્યોના દિલમાં પોતાની ઉન્નતિ કરવાની ઉત્તેજના પેદા થાય એ વાતની ઘણી જરૂર છે, તેથી જગ્યો જગ્યોએ વૈદ્યક સભાઓ સ્થાપવાની તરફ તેઓએ લોકોનું ધ્યાન ખેંચ્યું. જેમ આજકાલ વૈદ્યો ઉપર શનિશ્ચરની દશા બેઠી છે અને ડૉકટર લોકો તેમનો ધંધો ડુબાડી દેવા માટે ટાંપીને બેઠા છે, તેમ તે વખતે પણ મુંબઇ ઇલાકામાં વૈદ્યોની સામે ઘોર આન્દોલન ચાલી રહ્યું હતું. આથી કરીને તેઓએ પોતાનું આન્દોલન એવી હિકમતની સાથે શરૂ કર્યુ કે જેથી કરીને ડૉકટરોની સાથે વિરોધ ન વધે અને તેમની તરફથી પોતાના કામમાં મદદ પણ મળે. તેમની આ પોલીસીનાં ફળ રૂપેજ વૈદ્યક સમ્મેલનોની સૃષ્ટિ પેદા થઇ છે. આવાં સમ્મેલનોમાં વૈદ્યોની સાથે ડૉકટરો પણ એકત્ર થઇને વૈદ્યક વિદ્યાની ઉન્નતિપર વિચાર કરવા લાગ્યા અને આવા સંસર્ગથી તેઓ આયુર્વેદનું મહત્ત્વ સમજવા લાગ્યા, તથા તેમનામાં એવો પણ વિશ્વાસ પેદા થયો કે જે વૈદ્યોને અમે અયોગ્ય સમજીએ છીએ તેઓ પોતાની વિદ્યામાં પૂરા કુશળ છે. શાસ્ત્રીજીએ પોતાના આ બધા વિચારોને કાર્યના રૂપમાં પ્રણીત કર્યા પહેલાં, મુંબઇ ઇલાકાના તત્કાલીન વિદ્વાન અને મોટા પુરૂષોની પાસે તે નિવેદન કર્યા હતા અને પોતાના સાથીઓની સાથે તેના ઉપર મસલત ચલાવી તેને પાર પાડવા માટે તેઓની સહાયતા માગી હતી; પરન્તુ સારી સહાયતા આપવાને માટે કોઇ પણ તૈયાર થયું નહિ. કેટલાકોએ જીભથીજ જમે ઉધારનું પાસું સરખું કરી પોતાની સહાનુભૂતિ પ્રકટ કરી અને કેટલાકોએ તો તેમના વિચારો સાંભળી તેમને શેખસલ્લીની ઉપમા આપી તેમની ખુબ મજાક ઉડાવી! અમને આ ઘટના વિષે જરા પણ આશ્ચર્ય નથી; કારણ કે અમારા ઉત્તર હિન્દ પ્રાંતમાં પણ અત્યારે એવીજ દશા છે અને આ વિષયનો અમે પોતે જાતિ અનુભવ મેળવેલો છે. અસ્તુ! શાસ્ત્રીજી નિશ્ચયના પાકા હતા તેથી ઉત્સાહ ભાગી જાય તેવા સંજોગો હોવા છતાં પણ તેઓએ પોતાના ઉત્સાહને ભંગ થવા દીધો નહિ, અને "રાજવૈદ્ય"ની પછી "આર્યભિષક્" ને બરોબર ચાલુ રાખ્યું. તેઓએ ધાર્યું કે જે વિચારો મારા મગજને વારંવાર ડોલાયમાન બનાવે છે, તે વિચારો આખા ભારતવર્ષના થોડા ઘણા સપૂતોના મગજમાં પણ શું નહિ આવતા હોય? જરૂર આવતા હશે; અથવા કદિ એમ નહિ પણ બનતું હોય, તોપણ જો હું મારા વિચારોને લોકોની સામે ઉપસ્થિત કરું તો થોડા ઘણા લોકો પણ પોતાની સહાનુભૂતિ પ્રદર્શિત કરી મારા સહાયક નહિ બને એમ કેમ કહી શકાય? આ ઉપરથી પોતાના વિચારો જણાવવા માટે તથા લોકોના વિચારો જાણવા માટે એક માસિકપત્રને તેઓએ અચ્છું સાધન માન્યું હતું. માસિકપત્ર ચાલુ રાખવામાં તેમનો

એવો પણ ઉદ્દેશ હતો કે લોકોમાં એવા વિચારોની ઉત્પત્તિ હજુ થઇ નથી એમ ધારવામાં આવે તો-પણ તેથી તેમને માટે ક્ષેત્ર તો તૈયાર થશેજ. પોતાની કલમરૂપી હળ ચલાવીને લોકોનાં હૃદયરૂપી ક્ષેત્રને વિચારરૂપી બીજ ઉગવા યોગ્ય બનાવવાની તેમની ઇચ્છા હતી. સામાન્ય લોકોમાં કાર્યમાં પ્રવૃત્ત નહિ થવાની અને બીજાનો ઉપહાસ કરવાની જે વૃત્તિ નજરે પડે છે, તેને આવા સાધનવડે પરિવર્તિત કરી શકાશે–બદલી નાખી શકાશે એવી તેમની માન્યતા હતી. આવું મહત્ત્વનું કામ પાર પાડવા માટેનું આવશ્યક સાધન–પોતાનું પત્ર-ચાલુ રાખવા માટે પ્રથમ થોડાં વર્ષ સુધી તો તેમને "બાલમિત્ર" ચલાવવા માટે જે ઉપાયો કામે લગાડવા પડયા હતા, તે ઉપાયોનો આશ્રય લેવો પડયો હતો. આ વખતે જગદીશ્વર પ્રેસની નોકરી અથવા તો પિતા તરફથી મળતા ખીસ્સા ખર્ચને બદલે એક બીજી સગવડ પ્રાપ્ત થઇ હતી. પોતાના વૈદ્યકના ધંધામાં જે કાંઈ થોડું ઘણું પ્રાપ્ત થતું હતું તેનો ઉપયોગ પત્ર ચલાવવામાં કરવામાં આવતો હતો. અંતે આવી હિંમતથી પોતાના કાર્યમાં તેમને કેવી સફળતા મળી તે કહી બતાવવાની જરૂર નથી; કેમકે તે વખતથી તે છેક તેમનો સ્વર્ગવાસ થયો ત્યાં સુધી "આર્યભિષક્" બરોબર ચાલુ રહ્યું, તે વાત સર્વેના જાણવામાં છે. આઠ વર્ષ પહેલાં તેમના પિતાનો સ્વર્ગવાસ થયો ત્યારથી તેને તેમનું સ્મારક બનાવી દેવામાં આવ્યું હતું; અને તેજ વખતે નામદાર વડોદરા નરેશના નામથી મુંબઈમાં એક "શ્રી સયાજી ઔષધાલય" ખોલવામાં આવ્યું હતું. શાસ્ત્રીજીના પત્રથી વૈદ્યકના પ્રેમી મરાઠી વાંચકો ઉપર ભારે ઉપકાર થયો છે. આજ સુધીમાં તેમને હાથે લગભગ પોણોસો પુસ્તકોના અનુવાદ, ટીકા, સમ્પાદન, પ્રકાશન આદિ કાર્ય થયાં હશે. શાસ્ત્રીજીના મૃત્યુ પછી એક વર્ષ સુધી "આર્યભિષક્" બંધ રહ્યું હતું, પણ હવે તેમના સુયોગ્ય ભત્રીજા પંડિત ગોવિન્દરાજ દિનકર પદેના વખાણવા યોગ્ય પ્રયત્ન, ઉદ્યોગ અને પરિશ્રમવડે તે પત્ર પુનઃ શાસ્ત્રીજીના સ્મારક તરીકે પ્રકટ થવા લાગ્યું છે. અન્ય કેટલાક વાંચકોની માફક મરાઠી વાંચકો નિર્જીવ, નિરુત્સાહી અને અકૃતજ્ઞ નહિ હોવાના કારણસર તે પત્ર હવે બરોબર રીતે ચાલુ રહેશે એવી આશા રાખવામાં આવે છે. શાસ્ત્રીજીએ વૈદ્યકનાં કેટલાંક સારાં પુસ્તકો લખ્યાં છે. તેઓએ વૈદ્યક વિષયના ૭૦૨ પ્રાચીન ગ્રન્થોનું સૂચીપત્ર બનાવ્યું હતું અને જેમ જેમ પોતાનો અનુભવ વધતો ગયો તેમ તેમ ગ્રન્થ તેમજ અભ્યાસના ક્રમાનુસાર કોષ્ટકો બનાવીને, કઈ રીતથી વૈદ્યકનો અભ્યાસ કરવાથી મનુષ્ય ચડીઆતા પ્રકારનો વૈદ્ય બની શકે તે બતાવી આપ્યું હતું. ગુજરાતી ભાષામાં પણ તેઓએ કેટલાંક વર્ષો સુધી વૈદ્યકનું એક માસિક ચલાવ્યું હતું; પરન્તુ પાછળથી કોઈ કારણસર તે પત્રને બંધ કરી દેવામાં આવ્યું હતું. પોતાનાજ ઉદ્દેશનું પોષણ કરીને બીજો મનુષ્ય જો કાંઇ કામ કરતો તો શાસ્ત્રીજી તેને પોતાનો પ્રતિસ્પર્ધી કે શત્રુ સમજતા નહિ, પણ તેને પોતાના એક મિત્ર અને સહાયક સમાન ગણતા હતા. તેને તે વિભાગમાં પ્રયત્ન કરતા રહેવા માટે ઉત્સાહિત કરી, પોતે અન્ય કાર્યનો વિસ્તાર વધારવામાં પ્રવૃત્ત થતા હતા; અને તેથીજ તેઓ પોતાના મિત્રના ગુજરાતી વૈદ્યક માસિક પત્રને હમ્મેશાં પોતાનુંજ પત્ર કહી તેનાં ગ્રાહકો વધારવા માટે બનતો પ્રયત્ન કરતા હતા. વળી કાર્ય-વિસ્તાર કરવા માટે પોતાના વૈદ્યકજ્ઞાનનો લાભ હિન્દી વાચકોને થોડાં વર્ષ પહેલાં નહોતો મળતો તેટલા સારૂ, સને ૧૯૦૩ અર્થાત્ સંવત ૧૯૬૦ માં પોતે "સદ્વૈદ્ય કૌસ્તુભ" નામનું હિન્દી માસિક પત્ર કહાડવાનું શરૂ કર્યું હતું. તે માસિકદ્વારા હિન્દી ભાષામાં પાંચ સાત પુસ્તકો તૈયાર થયાં છે. તેમનો વૈદ્યક સંબંધી ઉદ્યોગ આટલાથીજ સમાપ્ત થયો હતો નહિ. કેટલાંક વર્ષ પહેલાં ડૉક્ટર પોપટરામ પ્રભુરામ આદિની સાથે મળીને તેઓએ મુંબઇમાં "આયુર્વેદ વિદ્યાલય" સ્થાપન કર્યું હતું. ખુબ પ્રયત્ન અને પરિશ્રમ કરીને તે સંસ્થા માટે જબરદસ્ત સહાયતા એકત્રિત કરી તેને સારી સ્થિતિ ઉપર લાવી મૂકી હતી; પણ જ્યારે તેમને માલૂમ પડયું કે આયુર્વેદને નામે તે ખાતું બિલકુલ અંગ્રેજી કોટ–પાટલુન પહેરવા લાગ્યું છે, ત્યારે તેઓએ વ્યવસ્થાપકસભામાંથી પોતાનું નામ અલગ કરી નાખ્યું અને ત્રણ ચાર વર્ષ પહેલાં સ્વતંત્રરૂપથી નાસિકમાં આયુર્વેદ વિદ્યાપીઠનું મૂળ નાખ્યું તથા નાસિક તથા નાગપુરમાં વૈદ્યક વિદ્યાલયો પણ ખોલી દીધાં. નાગપુરમાં વિદ્યાલય ઉપરાંત એક ઔષધાલય પણ છે; અને ત્યાંનો બધો સ્વતંત્ર ભાર હવે આયુર્વેદ પંચાનન પંડિત લક્ષ્મણ બાલકૃષ્ણ ફ્રણસીકરને સોંપવામાં આવ્યો છે. આ મહાશય તે સંસ્થાદ્વારાજ તૈયાર થયા છે અને વર્ષો થયાં તેના સહયોગી અને સહાયક તરીકે કામ બજાવતા હોવાથી, હવે વૈદ્યકનું કાર્ય તેઓ ઘણી સફળતાની સાથે કરે છે. વૈદ્યકની ઉન્નતિ ચહાવા-

વાળા વૈદ્યો, હકીમો તથા ડૉક્ટરોને ઉત્સાહિત કરવા માટે ત્રણ વર્ષ થયાં હજારો રૂપીઆ ખરચીને તેઓ તમામ ભારતવર્ષના વૈદ્યોનું એક રાષ્ટ્રીય સમ્મેલન દરવર્ષે કરતા હતા; તેમાં અનેક વૈદ્યક વિષયોની ચર્ચા, આલોચના તથા પ્રત્યાલોચના થયા કરતી હતી. વૈદ્યોની પરીક્ષા લઇને તેમને યથાયોગ્ય ઉપાધિઓ પણ આપવામાં આવતી હતી. આ સમયે આખા હિન્દુસ્તાનમાં તેઓએ આપેલી ઉપાધિથી વિભૂષિત થએલા વૈદ્યો વિદ્યમાન છે. રાષ્ટ્રીય વૈદ્યક સમ્મેલન ઉપરાંત પ્રતિવર્ષે એક પ્રાન્તિક સમ્મેલનની પણ તેઓ ગોઠવણ કરતા હતા. આ પ્રાન્તિક સમ્મેલનોની અત્યાર સુધીમાં ફક્ત મુંબઈ પ્રાન્તમાંજ ગોઠવણ થઈ શકી હતી અને તેનાં ત્રણ અધિવેશનો પણ થઈ ગયાં હતાં. અન્ય પ્રાન્તોમાં પણ એવી વ્યવસ્થા કરવાના ઉદ્યોગમાં તેઓ હતા. સંવત્ ૧૯૬૬ ની સાલમાં ગરમીની મોસમમાં પંજાબમાં જઈ ત્યાં કોઇ પ્રાન્તિક કાર્યાલય ખોલવાનો પ્રયત્ન કરવાનો તેમનો વિચાર હતો. તેમના સમ્મેલન આદિ કાર્યમાં નામદાર વડોદરા-નરેશ, મહારાજા કોલ્હાપુર, મહારાજા દરભંગા, બરવાંધીશ રાયબહાદુર શ્રીમાન રાઘવપ્રસાદ નારાયણસિંહ, શેઠ ખેમરાજ શ્રી કૃષ્ણદાસ પ્રભૃતિ નૃપતિગણ તથા અન્ય ઘણા ઉત્સાહી ધનવાન સજ્જનો તરફથી સંપૂર્ણ સહાયતા મળતી હતી. હિન્દ પ્રાન્તમાં વૈદ્યક સંબંધી ઉદ્દેશોનો પ્રચાર કરવા માટે બરવાંધીશ શ્રીમાન રાય રાઘવપ્રસાદ નારાયણસિંહ બહાદુર તરફથી તેમને ઘણી સહાયતા મળવાની આશા હતી; અને તેથીજ તેઓ સંયુક્ત પ્રાંતને માટે "આર્ય્યાવર્ત્ત શાખા" ના નામથી એક પ્રાન્તિક કાર્યાલય ખોલવા, પ્રયાગરાજ ઔષધાલયના નામથી એક ઔષધાલય સ્થાપિત કરવા, પ્રયાગમાં એક વૈદ્યક વિદ્યાલયનો પાયો નાખવા તથા સંવત્ ૧૯૬૬ ના કાર્તિક માસમાં કાશીમાં "ચતુર્થ રાષ્ટ્રીય વૈદ્યક સમ્મેલન" ની વ્યવસ્થા કરવા માટે પ્રયાગ ખાતે પધાર્યા હતા. અહીંઆં તેમના હિન્દી વિભાગનું સંપૂર્ણ કામ થતું હતું. યદ્યપિ મુંબઇથી ચાલતી વખતે તેમના મોટા ભાઇએ તેમને કહ્યું હતું કે હાલમાં તમારી ગ્રહદશા સારી નથી, માટે વૈશાખ માસ સુધી તમે ક્યાંયે બહાર ન જશો. પણ ભાઇને જેમ તેમ સમજાવી તે કાર્ય આરંભ કરવાના ઉત્સાહમાં તેઓ પ્રયાગ આવી પહોંચ્યા હતા. બધી વ્યવસ્થાનું કામ ચાલી રહ્યું હતું અને વર્ષ પ્રતિપદા—નવા વર્ષને પ્રથમ દિવસે ઉત્સવ કરીને કાર્યનો આરંભ થવાનો હતો તે દરમ્યાનમાં તેઓ બીમાર પડયા, જેથી નવા વર્ષને દિવસે થોડા ઘણા પૂજન આદિ કાર્ય સિવાય બીજું કાંઈ પણ કામ થઈ શક્યું નહિ. તેમની બીમારી ઘટી નહિ; અને નવમે દિવસે શ્રી રામનવમીના પવિત્ર પર્વને દિને બપોરના સાડાબાર વાગતે તેમનો સ્વર્ગવાસ થયો. બીમારીનો તાર મળ્યો ત્યારે તેમના મોટા ભાઈએ લખ્યું હતું કે તમને રામનવમી સુધી કષ્ટ છે. એમજ થયું. રામનવમીને દિવસેજ સર્વ કષ્ટોથી તેમનો છુટકારો થયો. આયુર્વેદનો ઉદ્ધાર કરવા મથનાર આ કર્તવ્યનિષ્ઠ બ્રાહ્મણ આજે ગંગા-કિનારે અકાળે વિલીન થઈ ગયા! ભારતવર્ષના વૈદ્યક—આકાશનો એક ચમકતો સિતારો અસ્ત પામી ગયો! ભારતીય વૈદ્યોનો એક સુહૃદ ગુમ થયો! હિન્દી વાચકોનો એક પ્રેમી ચાલ્યો ગયો!

પંડિત શંકર દાજી શાસ્ત્રી પદેનું નામ હિન્દી વાચકોમાં વૈદ્યક ઉપરાંત ધાર્મિક આન્દોલનને લીધે પણ વધારે જાણીતું થએલું છે. કિન્તુ આવા ઝઘડાઓને તેઓ એટલી હદ સુધી વધવા દેતા નહિ કે જેથી એકતા અથવા રાષ્ટ્રીયત્વને ધક્કો પહોંચવાનો ભય રહે. પળશે પ્રકરણ તથા સ્વામીનારાયણ પ્રકરણ આ વાતનાં ઉદાહરણ રૂપ છે. મુંબઇ પ્રાન્તમાં પળશે નામની એક જાતિ છે, જે બ્રાહ્મણ હોવાનો દાવો કરે છે; પણ મુંબઈ પ્રાન્તના બ્રાહ્મણો તે જાતિના લોકોને પોતાની સાથેના વ્યવહારમાં દાખલ કરવા માટે સહમત નથી. અનેક વર્ષો થયાં આ વાતનો ઝઘડો ચાલ્યા કરે છે. શાસ્ત્રીજી પ્રથમ તેમની વિરૂદ્ધ પડયા હતા, પણ જ્યારે નિર્ણય કરવાને બદલે મામલો દ્વેષનું રૂપ પકડવા લાગ્યો ત્યારે આ આન્દોલનથી ઉદાસીન બની પોતે દૂર ખસી ગયા હતા. તેજ પ્રમાણે સ્વામીનારાયણ સંપ્રદાયને દ્વારકાંના શંકરાચાર્ય અવૈદિક કહેતા હતા; પણ તેને વૈદિક અથવા વૈષ્ણવ હોવાનું સિદ્ધ કરવામાં આવતું હતું. આ ચર્ચામાં માંહે માંહેનો ઝઘડો ઘણો વધી પડયો હતો; પણ આગ સળગી ઉઠે તે પહેલાંજ તે મામલાને દાબી દેવામાં આવ્યો હતો. શારદામઠના પેહેલા શંકરાચાર્ય જગદ્ગુરુ રાજરાજેશ્વર મહારાજ અને વડોદરા રાજ્યના કર્મચારીઓ વચ્ચે અણબનાવ રહ્યા કરતો હતો; જેથી તેઓ દ્વારકાંમાં નહિ રહેતાં હમ્મેશાં ભ્રમણજ કર્યા કરતા હતા. તેમના પછી જગદ્ગુરુની ગાદીના સંબંધમાં પણ મોટી ગડબડ થવાનો

ફળથી, કાવળી વગેરે પદાર્થ વર્જ્ય કરવા. આ અવલેહના સેવનથી પાંડુરોગ, વિષમજ્વર, ક્ષય, કોઢ, અજીર્ણ, પ્રમેહ, શ્વાસ, સોજો, અરૂચિ, અપસ્માર, કમળો અને મૂળવ્યાધિનો પણ નાશ થાય છે.

**૪૫. દાડિમાવલેહ:**—દાડમનો રસ ૬૪ તોલા લઇ તેને ચારગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી તેમાં સાકર ૬૪ તોલા અને સુંઠ, પીપળીમૂળ, લીંડીપીપર, ધાણા, અજમો, જાવંત્રી, મરી, જીરૂં, વંશલોચન, ભાંગ, લીમડાનાં પાંદડાં, મજીઠ, કુડાની છાલ, શિમળાની છાલ, અરલુ, અતિ-વિષ, કાળીપાટ અને લવંગ એ દરેક ચાર ચાર તોલા અને ઘી તથા મધ એ ૬૪ તોલા નાખી લેહ તૈયાર કરવો. આ જ્વરાતિસારનો નાશકર્તા છે.

**૪૬. દ્રાક્ષાવલેહ:**—કાળી દ્રાક્ષ દૂધમાં વાટી ઘીમાં તળવી. પછી સાકરના પાકમાં નાખી તેમાં જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, વંશલોચન, તજ, તમાલપત્ર, નાગકેસર અને કમળકાકડી, એનું ચૂર્ણ નાખી રાખવું. આ નિત્ય બે તોલા આપવાથી અમ્લપિત્ત, રક્તપિત્ત, ક્ષય, પાંડુ, કમળો અને અશક્તિ એ રોગો દૂર થાય છે.

**૪૭. ખંડપિપ્પલ્યવલેહ:**—લીંડીપીપરનું ચૂર્ણ ૧૬ તોલા, ઘી ૬૪ તોલા, સાકર ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આમળાંનો રસ ૬૪ તોલા અને દૂધ ૨૫૬ તોલા એ સર્વનો પાક કરી જરા પાતળો થાય ત્યારે તેમાં તજ, એલચી, તમાલપત્ર, હરડે, જીરૂં, ધાણા, નાગરમોથ, આમળાં તથા વંશલોચન એ પ્રત્યેકનું તોલો તોલો ચૂર્ણ અને શહાજીરૂં, સુંઠ, નાગકેસર, જાયફળ, મરી તથા ભીમસેની કપૂર એ સર્વે અર્ધો અર્ધો તોલો નાખી તેમાં ૧૨ તોલા મધ નાખી આ પાક ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવો. તેમાંથી સવારે બલાબલ જોઇ ખાવા આપવો. તે પાક અમ્લપિત્ત, મળબંધ, અરૂચિ, ઉલટી, તૃષા, દાહ, શૂળ અને હૃદ્રોગનો નાશ કરે છે. આ રસાયન હૃદયને હિતાવહ છે.

**૪૮. બીજો ખંડપિપ્પલ્યવલેહ:**—લીંડીપીપર ૬૪ તોલા, દૂધ ૫૧૨ તોલા અને ઘી ૩૨ તોલા, એ ત્રણે પદાર્થો એકઠા કરી કડાઇમાં ઉકાળી જાડું થયા પછી તેમાં લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સુંઠ, મરી, પીપળીમૂળ, ધોળું ચંદન, જેઠીમધ, વાળો તથા જાવંત્રી એ પદાર્થો તોલો તોલો તથા મધ ૩૨ તોલા નાખી લેહ તૈયાર કરવો. આ પાકના સેવનથી અગ્નિમાંદ્ય અને કૃશત્વ વગેરેનો નાશ થાય છે. આ પાક બળકર અને સ્ત્રી, વૃદ્ધ તથા તરૂણને વીર્યવર્ધક છે. તેમજ વિપુલ બળ આપનાર, દીપન અને પાચન એવો હોઈ ઉધરસ, દમ, પ્રમેહ, ક્ષય, અતિતૃષા, કમળો, પાંડુરોગ, ખસ, પ્લીહા, જીર્ણજ્વર, વાતરોગ, કફરોગ અને રક્તરોગનો નાશ કરે છે.

**૪૯. ત્રીજો ખંડપિપ્પલ્યવલેહ:**—લીંડીપીપર ૧૬ તોલા, ઘી ૨૪ તોલા, ખાંડ ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આમળાંનો રસ ૬૪ તોલા, દૂધ ૩૨૦ તોલા એ સમગ્ર ઉકાળવું. જાડું થયા પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગરમોથ, ધાણા, સુંઠ, જટામાંસી, જીરૂં, શહાજીરૂં, હરડે અને આમળાં એ પ્રત્યેક બાર બાર તોલા; મરી અને ખેરનો સાર એ ૭ ૭ તોલા નાખી લેહ સિદ્ધ કરવો. આ પાક રોજ ત્રિફળાં અને મધમાં યથાશક્તિ સેવન કરવો; એટલે શૂળ, અરૂચિ, હૃદ્રોગ, ઉલટી અને અમ્લપિત્તનો નાશ થાય છે. આ ખંડપિપ્પલ્યવલેહ અગ્નિદીપક અને હિતાવહ છે.

**૫૦. પિપ્પલ્યાદ્યવલેહ:**—૬૪ તોલા લીંડીપીપરનું ચૂર્ણ લઇ તે ૨૦૪૮ તોલા દૂધમાં મંદાગ્નિ ઉપર પચન કરવું; પછી તેમાં ઘી ૧૨૮ તોલા નાખી મધના જેવું જાડું કરવું. પછી તેમાં સાકર ૧૯૨ તોલા અને મધ ૬૪ તોલા નાખી જાડું થયા પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પંચકોલ, મરી, તગર, જાયફળ, જાવંત્રી, લવંગ, કાયફા, અકલકરો, સમુદ્રશોષનાં બી, અગર, જીરૂં શહાજીરૂં, સુવા, વરીઆળી, કચોરાં, ધાણા, વાવડીંગ, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, અભ્રકભસ્મ, વંગભસ્મ ( કલઈની ભસ્મ ), લોહભસ્મ, વંશલોચન તથા ભીમસેની કપૂર એ પ્રત્યેક બબ્બે તોલા લઈ ચૂર્ણ કરી નાખવું; પછી તે પાક ઉત્તમ પાત્રમાં ભરી રાખવો. આ પાકનું રોજ સેવન કરવાથી આયુષ્ય અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે. શુક્રવૃદ્ધિ થઇ ઉત્તમ પ્રકારે વાજીકરણ થાય છે. વલીપલિત એટલે કેશ ધોળા થવાથી મુક્ત થઈ ધાતુપુષ્ટિ થાય છે; અને સર્વે રોગથી મુક્ત થઈ મોટો બળવાન થાય છે. શરીરની કાંતિ ઉત્તમ થઈ, બળ અને પુષ્ટતા પ્રાપ્ત થાય છે. આ પાક યથાશક્તિ સેવન કરવાથી ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ પ્રકારના પિત્તરોગ,

૨૦ પ્રકારના ક્ષુદ્રરોગ નાશ પામે છે; તેમજ ૧૮ પ્રકારનો કોઢ, ૨૦ પ્રકારનો પ્રમેહ, અરોચક રોગ, ગુલ્મ, ક્ષય, ઉધરસ, તમકાદિ સર્વ પ્રકારનો શ્વાસ, જીર્ણજ્વર, મૂત્રકૃચ્છ્ર, અંડવૃદ્ધિ, પ્રદર, પાંડુરોગ, વાત, પિત્ત, વાતરક્ત, આઠ પ્રકારના ઉદરરોગ, મેદોરાગ, અપસ્માર, ઉન્માદ વગેરે રોગનો નાશ થાય છે. જેમ દેવતાઓને અમૃત હોય તેમ આ પાક માણસોને અમૃતતુલ્ય છે.

**૫૧. બીજો પિપ્પલ્યાદ્યવલેહ:**—લીંડીપીપર ૬૪ તોલા, સાકર ૧૨૮ તોલા, ગાયનું ઘી ૬૪ તોલા, મધ ૩૨ તોલા અને દૂધ ૫૧૨ તોલા લઈ, પ્રથમ દૂધમાં ઘી નાખી તેમાં લીંડીપીપરનું ચૂર્ણ નાખી કઢવી જાડું થયા પછી સાકર અને મધ નાખવું. પછી તજ, તમાલપત્ર, એલચીદાણા તથા નાગકેસર એ ચાર તોલા અને લોહભસ્મ ૧ તોલો નાખવાં. આ અવલેહ રોજ બે તોલા ભક્ષણ કરવા આપવો; એટલે ૧૮ પ્રકારના કુષ્ટ (કોઢ) રોગ, ૧૧ પ્રકારના ક્ષયરોગ, પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, નપુંસકત્વ, અરૂચિ અને મંદાગ્નિનો નાશ થઇ ઉત્તમ કાંતિ થાય છે અને ૧૦૦ સ્ત્રીઓ ભોગવવા જેટલું સામર્થ્ય આવે છે. આ શ્રેષ્ઠ રસાયન અશ્વિનીકુમારે કહેલું છે.

**૫૨. ભલ્લાતકાવલેહ:**—સારાં પાકેલાં અને ફાડેલાં ભીલામાં ૧૦૨૪ તોલા લઇ તેનો ૪૦૯૬ તોલા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી તે ગાળી લેવો, અને તેમાં કાઢાથી ચોગણું દૂધ અને ચોથો ભાગ ઘી નાખી ઘટ્ટ થાય ત્યાં સુધી ઉકાળી, તેમાં સાકર ૬૪ તોલા નાખી, ઘુંટી તેમ ને તેમજ સાત દિવસ રાખવો. પછી અગ્નિબળ જોઇ તેનું સેવન કરવું. આ પાકના સેવનથી સંપૂર્ણ ગુદારોગનો નાશ થાય છે; ધોળા વાળ કાળા થાય છે, દૃષ્ટિ ગરૂડના જેવી તીક્ષ્ણ થાય છે. કાંતિ ચંદ્રના જેવી, વેગ ઘોડાના જેવો, ઉત્તમ બળ, મોરના જેવો શબ્દ, અગ્નિ જેવી દીપ્તિ તથા સ્ત્રીઓને પ્રિય, નિરોગી અને સોથી પણ વધારે વર્ષનો આયુષ્યવાન કરે છે. આ પાક સેવન કરનારને—અન્ન, પાન, ગરમી અને મૈથુનની બંધી નથી. આ પાક ખાવાથી સંપૂર્ણ રોગોનો નાશ થાય છે. સર્વ પ્રકારના રસાયન મધ્યે આ પાક રાજાધિરાજ છે.

**૫૩. ભારંગી હરીતકયવલેહ:**—૪૦૦ તોલા ભારંગમૂળ, ૪૦૦ તોલા દશમૂળ અને મોટી હરડે ૧૦૦ તોલા લઇ તે બધાથી ચોગણા પાણીમાં ચતુર્થાંશ કાઢો કરી, તે સારા નવા વસ્ત્રથી ગાળી લેવો. પછી તેમાં ૪૦૦ તોલા ઉત્તમ ગોળ નાખી, મંદાગ્નિ ઉપર લેહ તૈયાર કરવો. તે ઠંડો થયા પછી તેમાં મધ ૨૪ તોલા, ત્રિકટુ, ત્રિસુગંધ (તજ, તમાલપત્ર તથા એલચી) એક તોલો, અને જવખાર બે તોલા એ પ્રમાણે નાખવું. પછી રોજ તે અવલેહમાંથી એક હરડે અને ૨ તોલા અવલેહ ખાવા આપવો; એટલે દારૂણ શ્વાસ અને પાંચ પ્રકારની ઉધરસ દૂર થાય છે.

**૫૪. બીજો ભારંગી હરીતકયવલેહ:**—ભારંગમૂળ અને પંચમૂળ ૪૦૦–૪૦૦ તોલા અને પાણી ૨૦૪૮ તોલા લઇ એનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમાં મોટી હરડે ૧૦૦ તોલા નાખી પચન કરવી. પછી તેમાં ૪૦૦ તોલા ઉત્તમ જુના ગોળ નાખવો. જાડુ થાય એટલે નીચે ઉતારી ઠંડું થયા પછી તેમાં મધ ૧૬ તોલા, ત્રિફળાં ૩૨ તોલા, સુંઠ, મરી, લીંડીપીપર, એલચી, તજ, નાગકેસર અને તમાલપત્ર એ ચાર ચાર તોલા નાખવાં. એના સેવનથી દમ, ઉધરસ, શોષ, હેડકી, એકાંતરીઓ તાવ અને તીવ્ર પીનસ-(સળેકમ)નો નાશ થાય છે. આ રસાયન અશ્વિનીકુમારે ઇદ્રને કહેલું છે.

**૫૫. લક્ષ્મીવિલાસાવલેહ:**—જાવંત્રી, લવંગ, એલચી, અંકોલની છાલ, મરી, નખલા, હરડે, નસોતર, સુંઠ, શતાવરી, કેસર, ચંદન, ખુરાસાની અજમો, કચોરાં, શીગોડાં, તજ, મોરમાંસી અને કસ્તૂરી એ પ્રત્યેક તોલો તોલો લઇ એ સર્વેનું ચૂર્ણ કરી તેમાં તૃતીયાંશ સુગંધિ અત્તર મેળવવું. ૨૦ તોલા શુદ્ધ કરેલી ભાંગ નાખવી. બે માસા લઘુ તેલ (?) નાખવું. પછી સાકર, ગુલાબનાં ફૂલ અને ગુલાબનું પાણી નાખી અવલેહ સિદ્ધ કરવો. આ અવલેહ વૃષ્ય, બળકર અને અગ્નિદીપક છે.

**૫૬. વ્યાઘ્રીહરીતકી અવલેહ:**—ભોરિંગણીનાં પંચાંગ ૪૦૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા અને મોટી હરડે ૧૦૦ લઇ સર્વેનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તે ગાળી લઇ તેમાં ગોળ ૪૦૦ તોલા નાખી પુનઃ કઢવી, નીચે ઉતારી ઠંડું થયા પછી તેમાં ત્રિકટુ ૧૨ તોલા, મધ ૨૪ તોલા અને ચાતુર્જાત ૪ તોલા, એ પ્રમાણે ચૂર્ણ કરી નાખવું. આ અવલેહ અગ્નિબળ જોઇ સેવન કરવો; એટલે વાત, પિત્ત, કફ, દ્વિદોષ

અને ત્રિદોષથી ઉત્પન્ન થએલી ઉધરસ, ક્ષત, કાસ, પીનસ, શ્વાસ, ઉરઃક્ષત અને ૧૧ પ્રકારના ક્ષયનો નાશ થાય છે. આ રસાયન ભૃગુ ઋષિએ કહેલું છે.

**૫૭. સુંઠયવલેહ:**—સુંઠ ૩૨ તોલા, ગોળ ૬૪ તોલા, ઘી ૩૨ તોલા, દૂધ ૨૫૬ તોલા; અને જાયફળ, લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સુંઠ, મરી, લીંડીપીપર અને ચીત્રો એ તોલો તોલો લઇ માટીના વાસણમાં મંદાગ્નિ ઉપર લેહ સિદ્ધ કરવો. તે પાક ઠંડો થયા પછી તેમાં મધ ૩૨ તોલા નાખવું. આ પાક બાળક અને વૃદ્ધને પણ આપવો. આ પાક વીર્યવર્ધક, વાજીકરણ, બુદ્ધિ, કાંતિ અને બળને આપનાર હોઇ સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે તેમ તે પ્રમેહનો નાશ કરે છે.

**૫૮. શ્લેષ્માતકયવલેહ:**—પાકેલાં ગુંદાંમાંનાં બીયાં કાઢી નાખી, તેને તડકામાં સુકવી, તેનું ચૂર્ણ કરી તે ૬૪ તોલા લેવું, તેટલીજ સાકર લેવી; તેમજ તાલીમખાનું, ગોખરૂ, કાળીમુસળી, શતાવરી, કૌચબીજ, આસન, ધોળા ભોંયકોહળાનું ચૂર્ણ, ત્રિકટુ, ત્રિસુગંધ, જાયફળ, લવંગ, કેસર, જાવંત્રી, સમુદ્રશોકનાં બી અને ખુરાસાની અજમો તોલો તોલો અને કસ્તૂરી ૩ માસા લેવી. પછી સર્વનો પાક કરી તે પાક મધ અને ઘીની સાથે સવારે અને સાંજે શક્તિ પ્રમાણે એક અથવા બે તોલા સેવન કરવા આપવો. તેના ઉપર ખોરાક દૂધ અને ઘી સહિત લેવો. તેલવાળા અને ખાટા પદાર્થો ખાવામાં વર્જ્ય કરવા. પાન ખાવા આપવું. ઠંડું પાણી પાવું. આ પ્રમાણે એક મહિના સુધી આ પાકનું સેવન કરવાથી વીર્યવૃદ્ધિ થાય છે, પંઢત્વ દૂર થાય છે, બળ અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે, વૃદ્ધ માણસ જુવાન જેવો થાય છે; તેમજ પ્રમેહ, રક્તપિત્ત, ક્ષય, જીર્ણજ્વર, અરૂચિ અને ઉલટીનો નાશ થાય છે.

**૫૯. પુનર્નવાવલેહ:**—પુનર્નવા (સાટોડી), ગળો અને દશમૂળ એ સર્વ મળી ૩૨ તોલા લઇ, ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી તેનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમાં આદુનો રસ ૧૨૮ તોલા અને ગોળ ૪૦૦ તોલા નાખી પચન કરવું. પછી તેમાં સુંઠ, મરી, લીંડીપીપર, તમાલપત્ર, એલચી, તજ અને ચવક એ પ્રત્યેક ૧ તોલો લઈ ચૂર્ણ કરી નાખવું. પછી તે અવલેહ નીચે ઉતારી, ઠંડો થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાખવું. આ પાકના સેવનથી સોજો, શળ, ઉધરસ, દમ અને અરૂચિનો નાશ થઈ બળ, કાંતિ અને અગ્નિની વૃદ્ધિ થાય છે.

## ૩—મુરબ્બા.

**૧. બીજોરાંનો મુરબ્બો:**—સાકરનો પાક કરી તેમાં કેસર વગેરે મસાલો નાખી તેમાં બીજોરૂં ચીરી તેની ચીરીઓ નાખવી એટલે મુરબ્બો થાય. પિત્ત ઉપર આ મુરબ્બો ઘણો પ્રશસ્ત છે. બીહિ (મુગલી એદાણાનાં ફળો)નો પણ આજ પ્રમાણે મુરબ્બો થાય છે, એ પણ પિત્ત ઉપર ઘણો ઉપયોગી છે.

**૨. ચંદનના લાકડાનો મુરબ્બો:**—ચંદનના લાકડાના બારીક કકડા કરી તે અષ્ટમાંશ બંગડીખાર અને અષ્ટમાંશ પાણી નાખી ચાર પહોર સુધી બાફવાથી સારી રીતે બફાઇ મૃદુ થાય છે. પછી ખાંડની ચાસણી કરી તેમાં નાખવી. આ પ્રમાણે શેલડી, બદામ, આદુ વગેરે ન બફાતા પદાર્થો પણ આ ખારવડે બફાઈજાય છે. બાફતી વેળાએ પાણી બળી જવા દેવું નહિ અને વિશેષ નાખવા જરૂર પડે તો ખાર મિશ્રિત કરી ગરમ પાણી રેડવું.

**૩. લીંબુનો મુરબ્બો:**—કાગદી (ઝીણી છાલવાળાં) લીંબુ ૧૦૦, દૂધ ચાર શેર અને પાણી એક શેર એ પ્રમાણે લઈ પહેલાં લીંબુ છોલી પાણી અને દૂધ એકત્ર કરી તેમાં બધાં લીંબુ બે દિવસ સુધી નાખી રાખવાં; પછી જરા સુકવી પુનઃ તેની છાલ કાઢી નાખવી. એટલું કરી પછી શેર લીંબુએ ત્રણ શેર ખાંડ એ પ્રમાણે લઈ, ખાંડની સારી ચાસણી કરી, તેમાં લીંબુને છિદ્રો પાડીને નાખવાં. આ પાક ઠંડો થયા પછી સારી બરણીમાં ભરી ઉપર કપડાથી મ્હોઢું બાંધી ત્રણ મહિના પર્યંત બંધ કરી રાખી, પછી લીંબુ ભક્ષણ કરવાં. આ મુરબ્બો પિત્ત ઉપર સારી પેઠે હિતકારક છે.

**૪. આમળાંનો મુરબ્બો:**—એક શેર સારાં મોટાં આમળાં લઇ તેને સોયથી ટોચી દાબી રાખવાં. તેની અંદરનું પાણી નીકળી જાય એટલે તેને ફટકડીના પાણીમાં મધ્યમ રીતે બાફી ચાર શેર ખાંડનો

: કરી મેલ કાઢી તે પાક સિદ્ધ થાય એટલે તેમાં આમળાં નાખવાં અને કાંઇક શિઝવવાં તથા પચન ... પછી બીજી ચાર શેર ખાંડનો પાક કરી મેલ કાઢી તે પાક સિદ્ધ થાય એટલે તેમાં આમળાં નાખવાં ને કેસર અર્ધો તોલો નાખવું; એટલે મુરબ્બો થયો. આ મુરબ્બો પિત્તશામક અને પૈષ્ટિક છે.

**૫. કેરીનો મુરબ્બો:**—કેરીઓ સારી એરેષો લીલી લઇ તેને છોલી નાખી દાબી રાખવી; પાણી કળી જાય એટલે કિંચિત્ બાફવી અને પછી આમળાંની પેઠેજ મુરબ્બો કરવો.

**૬. ગુલકંદ:**—ઉંચી જાતનાં ગુલાબનાં ફૂલ લઇ તેની પાંખડીઓ ચુંટી લેવી. ફૂલથી બમણી સાકર ... બરણીમાં પાંખડીના અને સાકરના ઉપરા ઉપરી થર કરવા અને તેનું મ્હોડું બાંધી રાખી ૮ દિવસ ...મીમાં રાખી મૂકવાથી ગુલકંદ તૈયાર થાય છે. આ ગુલકંદ પિત્ત અને દાહ ઉપર પ્રશસ્ત છે.

**૭. મધુપકવ હરીતકી** (હરડેનો મુરબ્બો):—સારી પાકી હરડે વીસ તોલા લઇ તે ૧૨૮ તોલા મૂત્રમાં પચન કરવી. પછી કાંજી, દૂધ અને છાશ એ પ્રત્યેક ૧૨૮ તોલા લઇ તેમાં જુદાં જુદાં પચન કરવાં. ...ી અંદરના ઠીલા કાઢી નાખવા, પછી સુંઠ, મરી, પીપર, અજમો, ઇંદ્રજવ, નાગરમોથ, વાળો, દાડમની ...લ, અમ્લવેતસ, ધાવડીનાં ફૂલ, જીરૂં, શાહાજીરૂં, પીપર, જટામાંસી, મોચરસ, બીલાનું મગજ, સંચળ, ...ધાલુણ, પાષાણભેદ, જાંબુ અને કેરીની ગોટલીનું મગજ, અતિવિષ, કાળીપાટ, લવંગ અને જાયફળ એ ... મળી હરડેના ચતુર્થાંશ લેવું. કોઠાનું મગજ, મંડુરભસ્મ અને લોહભસ્મ એ દશાંશ લેવી; અને તમામ ...થી અર્ધી સાકર લેવી, પછી એ સર્વ ચૂર્ણ અને સાકરને મેળવી ઉપલી હરડેમાં ભરી સૂતરથી સારૂં ...ન કરવું. પછી એક વાસણમાં ઘાસ નાખી તે ઉપર થોડા પાણીનો છંટકાવ કરી તેમાં તે હરડે ઘાલી ...િ ઉપર એક પહોર સુધી શીજવવી. પછી નીચે ઉતારી ઠંડું થયા પછી તે હરડે મધમાં રાખી મૂકવી. ...ના સેવનથી સંગ્રહણી, પ્રમેહ, શ્વાસ, પાંડુ અને આમવાતનો નાશ થઇ અગ્નિ વધે છે; ધાતુવૃદ્ધિ થાય અને પુષ્ટતા પ્રાપ્ત થાય છે.

**૮. બીજા પ્રકારની મધુપકવ હરીતકી:**—દશમૂળ, લીંડીપીપર, ચિત્રો, કૌચબીજ, બહેડાં, ...ફળ, મરી, પીપળીમૂળ, રક્તરોહીડો, દંતીમૂળ, દ્રાક્ષ, જીરૂં, હળદર, દારૂહળદર, આમળાં, વાવડીંગ, ...ડી, કાકડાશીંગી, દેવદાર, સાટોડી, ધાણા, લવંગ, ગરમાળાની શીંગોની અંદરનું મગજ, ગોખરૂ, વર...રા, કાયફાનું મગજ, પુષ્કરમૂળ અને ખુરાસાની અજમો એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. પછી ૨૫૬ ...લા હરડે લઇ ૨૦૪૮ તોલા પાણીમાં સારાં શીજવવી. પછી તે ગુરૂપદેશ પ્રમાણે મધમાં ૩ દિવસ રાખવી. ...: બહાર કાઢી બીજા પાંચ દિવસ મધમાં રાખવી. પછી બહાર કાઢી વળી બીજા દસ દિવસ મધમાં રાખવી. ...ી બહાર કાઢી કોરી કરી, ઘીના વાસણમાં મધ નાખી તેમાં નાખવી. પછી તેમાં તજ, તમાલપત્ર, એલચી, ...ગકેસર અને લીંડીપીપરનું ૩૨ તોલા ચૂર્ણ અને પૂર્વોક્ત કહેલાં ઔષધોનું ચૂર્ણ નાખવું. આ યોગ માણ...ના હિતને માટે ધન્વંતરી મહારાજે કહેલો છે. આ પાકના ભક્ષણથી સર્વ પ્રકારના રોગોનો નાશ થાય ... શ્વાસ, ઉધરસ, ક્ષય, ઉલટી, મૂર્છા ભ્રમ, મદ, તૃષા, અરૂચિ, અગ્નિમાંદ્ય, યકૃત્, પથરી, અંડવૃદ્ધિ, ...ષમજ્વર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, દારૂણ વાતરક્ત, વાતરોગ, બદ્ધગુદોદર, રક્તપિત્ત, કફપિત્ત, વિચર્ચિકા, કોઢ, ...ળવ્યાધિ, અપસ્માર, પાંડુરોગ અને કમળો વગેરે રોગો દૂર થાય છે.

**૯. ત્રીજા પ્રકારની મધુપકવ હરીતકી:**—ગાયના છાણનો રસ કહાડી તેમાં ૧૦૦ હરડે દોલાયંત્રથી સારી નરમ થતાં સુધી શીજવવી. પછી તે કહાડી તેને સોયથી ઝીણાં ઝીણાં છિદ્રો પાડવાં. ત્યારપછી ...ક ઘીના રીઢા વાસણમાં ૪૦૦ તોલા મધ નાખી તેમાં તે હરડે નાખી રાખવી અને ઉપરા-ઉપર મધ ...ખતા રહેવું. જ્યાં સુધી તે મધનું પાણી ન થતાં જેમનું તેમ રહે, ત્યાં સુધી વારંવાર તેમાં મધ નાખવું. ... પ્રયોગથી તે હરડેની તુરાશ જાય ત્યાર પછી તેમાં સુંઠ, મરી, લીંડીપીપર, લવંગ અને વંશલોચન એ ...ક તોલા તોલાનું ચૂર્ણ નાખવું. આ મધુપક્વ હરીતકી બળકર અને વર્ણકારક છે. દરરોજ પ્રાતઃકાળે ...ક એક ખાવી એટલે દુષ્ટવાત, સંગ્રહણી, આમાંશ, દુષ્ટરક્ત, જીર્ણજ્વર, સળેખમ, વ્રણ, વિસ્ફોટક ( ફોડા ), ...તશૂળ અને શૂળયુક્ત સંગ્રહણીનો નાશ થાય છે.

## ૪—સરબત.

**૧. ગુલાબી સરબત:**—ગુલાબજળ અથવા ગુલાબની કળીઓનો નલિકા યંત્રથી અર્ક કાઢી લઇ,

તેમાં સાકર નાખી જાડો પાક કરવો. આ સરબત સુવાસિક હોઈ શરીરમાં ઉતરેલી ગરમીનો નાશ કરે છે. તે ઠંડું છે તથા ઉનાળાના દિવસોમાં સેવન કરવા જેવું છે.

**૨. આમલીનું સરબત:**—આમલી સારી સ્વચ્છ બશેર લઇ એક પથ્થરના વાસણમાં ચાર શેર પાણી નાખી ચાર પહોર ભીંજવી રાખવી, અને હાથવડે ખુબ મસળી, પાણીનો અને તેનો એકરસ કરીને પાણી માટીના વાસણમાં ગાળી લેવું. પછી તે પાણીને કલઇવાળા વાસણમાં નાખી ઉભરો આવે તે પર્યંત ઉકાળી તેમાં ખાંડ નાખી ત્રણતારી ચાસણી કરી તૈયાર થયા પછી બરણીમાં ભરી રાખવું. આ સરબત બે થી પાંચ તોલા પર્યંત સેવન કરવું. પિત્તપ્રકૃતિના માણસને સાંજે સૂતી વેળાએ આપવાથી શૌચ સાફ થશે. આ સરબતમાં બીજો એક એવો ગુણ છે કે ઉનાળામાં સવારે એનું સેવન કરવાથી ભૂખ લાગવાની ધાસ્તી રહેતી નથી. જેને હમ્મેશાં બંધકોશનો સંશય રહેતો હોય તેને આ સરબત ઘણું ગુણકારી છે. એના સેવનથી ઝાડો હમ્મેશાં સાફ આવે છે.

**૩. પાકેલા કોઠાનું સરબત:**—આમલીના સરબતની પેઠેજ આ સરબત પણ બનાવવું. આ સરબત શરીરમાં ગરમી ઉપર ઘણુંજ ઉપયોગી છે. સિવાય પિત્તશામક અને રૂચિકર પણ છે.

## ૫—સિરકા.

**૧. આદુનો સિરકો:**—આદુનો રસ ૯ તોલા કહાડી તેમાં તેટલુંજ પાણી નાખવું. પછી ૩૨ તોલા સાકરનો પાક કરી તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રી અને લવંગ તોલો તોલો નાખી ભરી રાખવાં. આ સરકો શ્વાસ, ઉધરસ, અગ્નિમાંદ્ય, અરૂચિ ઇત્યાદિ ઉપર પ્રશસ્ત છે.

**૨. દાડમનો સિરકો:**—૨૦ દાડમ સારાં પાકેલાં અને રસદાર લઇ તેનો રસ કાઢી કલઇવાળા વાસણમાં ઉકાળવો; અને અંદર સાકર એક શેર નાખવી. મધ જેવું જાડું થાય એટલે તેમાં અર્ધો તોલો કેસર અને એક તોલો એલચીનો ભૂકો નાખી શીશીમાં ભરી રાખવો. આ સિરકો પિત્ત અને ઉધરસ ઉપર ઘણો પ્રશસ્ત છે. લીંબુનો સિરકો પણ આજ પ્રમાણે કરવો.

**૩. નાળીએરનો સિરકો:**—૫૦ કુમળાં નાળીએરનું પાણી લઇ કડાઇમાં નાખવું અને મધ્યમાગ્નિથી મધ જેવું જાડું થાય ત્યાં સુધી ઉકાળી તેમાં તેમાં કેસર અર્ધો તોલો અને લવંગનું ચૂર્ણ એક તોલો નાખી નીચે ઉતારી લેવું. આ સિરકો સારી રીતે રક્તવૃદ્ધિ કરનાર છે અને બીજાં ઔષધોનાં અનુપાનો સાથે સેવન કરવાથી ઉપયોગી થઇ પડે છે અને પુષ્ટિ કરે છે.

## ૬—યાકુતી.

ભાંગ અર્ધો શેર કપડામાં બાંધી તેને સારી પેઠે ધોઇ તેની પોટલી બાંધી ચારશેર દૂધમાં નાખવી અને તે દૂધ સારી પેઠે ઉકાળવું. તે ઉકાળેલા દૂધમાં ખટાશ નાખી દહીં કરી વલોવી માખણ કાઢી ઘી બનાવવું; પછી તે ઘીમાં બદામ અર્ધો શેર, પીસ્તાં અર્ધો શેર, માવો અર્ધો શેર, ખસખસ અર્ધો શેર તથા ચારોળી અર્ધોશેર વગેરે મેળવી ત્રણ શેર ખાંડનો પાક કરી તેમાં નાખવો. તેમજ જાયફળ, જાવંત્રી, એલચી, સમુદ્રશોકનાં બી, અફીણ, કેસર, રૂમીમસ્તકી, ચણકબાબા, અક્કલકરો, સુંઠ, મરી, લીંડીપીપર અને પીપળીમૂળ એ સર્વે અકેક તોલો; તથા સાલમ, સફેદ મુસળી, કાળી મુસળી, આસન, શતાવરી, કૌચબીજ, ગોખરૂ અને તાલીમખાનું, એ બબે તોલા, એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરી સારી પેઠે મસળી ભાંગના ઘીની અંદર નાખવું. પછી એ સર્વ પદાર્થોને એકત્ર કરી બરણી ભરી રાખવી. આ યાકુતી અવલેહ જેવી બનાવવી. એના સેવનથી વીર્યસ્તંભન તથા વીર્યવૃદ્ધિ ઉત્તમ થાય છે. એના અંગે માદક શક્તિ વિશેષ છે. એના ઉપર અર્ધો શેર દૂધ પીવું. જેને કેફની ટેવ નથી તેણે એનું સેવન કરવું નહિ. કરવું તો ઘણું થોડું. ઉતાર લીંબુ, ભાત અને છાશ.

# अश्वरोग-परिज्ञान

## १—શિરોવ્યથા.

ઘોડાનું માથું સૂજે છે અને તે નીચે માથું ઘાલે છે; ત્યારે તેને વ્યથા થએલી છે એમ જાણવું. **ઉપચાર:**—બોરડીની છાલ, પીપળાની છાલ, અંકોલની છાલ અને એરંડાનાં મૂળ એ સર્વે જણસો સમભાગ લઇ, પાણીમાં વાટી ઘોડાના મસ્તક ઉપર લેપ કરવો. ફરવું, તડકો અને બીજી દરેક ત્રાસદાયક ક્રિયાથી તેને દૂર રાખવો.

## ૨—મુખરોગ.

મ્હોડું સૂજે છે, લાળ પડે છે, ઘાસ ખાતો નથી, એ મુખરોગ થવાનાં લક્ષણો છે. **મુખવાતાદિ સર્વ વાતવિકારો ઉપર ઉપચાર:**—જવખાર, સરસવ, રાઈ, સુવા, હળદર તથા સિંધવ એ બધી જણસો સમભાગ લઇ આમલીના કચુકાની ખેળમાં ખરલ કરી લેપ કરી કપડાથી બાંધવું.

## ૩—નાકના પડમાંથી લોહીનું વહેવું.

ઉપચાર—( ૧ ) કાવળીનાં મૂળ દૂધમાં ઘસી નાકમાં મૂકવાં. ( ૨ ) **શરદી થઈ નાક અને મ્હોડામાંથી પાણી વહેતું હોય અને વારંવાર સુંઘતો હોય તો:**—હરડે, કાળીજીરી, હળદર, સુંઠ, મરી, લીંડીપીપર, અને ગોળ એ બધી જણસો એકત્ર ખાંડી અજમાશે એકથી બે તોલા પર્યંત સવાર સાંજ બે વાર એમ ૭ દિવસ સુધી ખવરાવવું.

## ૪—નેત્રરોગ.

**ઉપચાર**—(૧) **ફુલ** અથવા **પડળ હોય તો**—બે ત્રણ દિવસના બાળકની વિષ્ટા આંજવી. (૨) માછલાનું અને બકરીનું પિત્ત મધમાં ખરલ કરી સાત દિવસ અંજન કરવું. ( ૩ ) **આંખ રાતી થાય છે, પાણી વહે છે અને સૂજે છે તે ઉપર:**—સિંધવ, સંચળ, કાચલવણ એ સર્વ જણસો સમભાગ લઇ કાંજીમાં ખરલ કરી અંજન કરવું. (૪) **આંખો લીલી રાતી થઈ હોય તો:**—ગોળ, કપૂર, પારો અને ગોરોચન એ સર્વે જણસો સમભાગ મધમાં ખરલ કરી અંજન કરવું. (૫) **આંખો સ્વચ્છ થવા માટે:**—સાજીખાર પોણો માસો, આંબાહળદર દોઢ માસો, ભેંસા ગુગળ ( શુદ્ધ ) પા માસો, ભેંસના શીંગડાની રાખ પા માસો અને માણસની ખોપરીની રાખ પા માસો એ સર્વેનું એકત્ર ચૂર્ણ કરી જૂના ગોળમાં ખવરાવવાથી બીજા પણ ( વાત, શૂળ, મૂત્રરોગ) રોગ દૂર થાય છે. (૬) લીંડીપીપર, સુંઠ અને પારો એ જણસો સમભાગ લઇ મધમાં ખરલ કરી અંજન કરવું.

## ૫—જ્વર (તાવ) સન્નિપાત ઉપર.

**ઉપચાર**—અજમો પા માસો, લસણ પા માસો, હિંગ પા માસો તથા નગોડનાં પાંદડાં પોણો માસો, એ સર્વેનું ચૂર્ણ સવાર સાંજ ઘીમાં ખવરાવવું અને શેક કરવો. ***આગંતુક જ્વર ઉપર:**—ભાંગરાનાં નવ પાંદડાં અને કડવા લીમડાનાં સુકાએલાં નવ પાંદડાં લઇ તેમાં ૩ શેર પાણી નાખી એક શેર કાઢો બાકી રહે

*** તાવ ક્યા પ્રકારનો છે એ ઓળખવું બહુ કઠિન છે. શરીર ઘણું તપેલું, ગ્લાનિ ખાવા ઉપર ઇચ્છા ન હોવી ઇત્યાદિ પ્રકારોમાં કમી જાસ્તી પ્રમાણ—ચલન વલનાદિ વ્યવહારો ઉપરથી—જોઇ તાવની સાધારણ અજમાયશ બાંધવામાં આવે; પરંતુ તે ખાત્રી રાખવા લાયક નહિ. હવે જેના આધારે આ માહિતી આપેલી છે તે લેખી પુસ્તકમાં વિશેષ માહિતી ન હોવાથી અને તેનો અમને અનુભવ ન હોવાથી આના કરતાં વધારે વિસ્તારથી સમજ આપવામાં આવી નથી.**

એટલે તે ૩ દિવસ પાવો. **લંઘન** ( દાણા ખાતો ન હોય તે) **જ્વર ઉપર:**—જાવંત્રી, લવંગ, કંકોલ અને જેઠીમધ એ જણસો સમભાગ લઈ ચૂર્ણ કરી, એક તોલો ચૂર્ણ મધમાં ખવરાવવું. **સંતાપ** (મુખમાં દુર્ગંધ, બન્ને કાન ગરમ, કપાળ ઉપર ગાંઠ એ લક્ષણોએ યુક્ત ) **જ્વર ઉપર:**—કેળનાં મૂળ, કેવડાનાં પાંદડાં, ઉંબરાની છાલ, આમળાં, ધાણા અને ભોયકોહળું એ સર્વ સમાન ભાગ લઇ તેનું ચૂર્ણ કરી ૧ તોલો મધમાં ખવરાવવું. **મન્મથ** ( મૂત્રમાં ધાતુનું જવું, મૂત્ર પીળું થવું, અને પીચોટી બંધ થવી એવા ) **જ્વર ઉપર:**—(૧) શીમળાની રાખ અને રાળનો લોટ પાંચ શેર દૂધમાં બાફી ત્રણ દિવસ ખવરાવવું; એથી ૯ પ્રકારનો તાવ જશે. ( ૨ ) ગળો, ધાણા, કરીઆતું, સુંઠ અને ખારેક એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને એલચીદાણા ૧ માસો એ પ્રમાણે ચૂર્ણ કરી મધમાં આપવું. ( ૩ ) લીમડાનાં પાંદડાં, હરડે, આમળાનાં મૂળની છાલ તથા લસણ એ સર્વ સમભાગ જણસોનું એક તોલો ચૂર્ણ ઘીમાં ખવરાવવું.

## ૬—ઉદરસંબંધી રોગ.

કુક્ષાનો ભાગ બળવો, પેટમાં ગુડગુડ શબ્દ થવો, પરાણે શાચ જવું, ઉપરાઉપરી શ્વાસ કાઢવા, આળસ અને સુકાતા જવું એ લક્ષણોએ યુક્ત રોગ ઉપર ૨૧ દિવસ સુધી ઘી અને તેલ એકત્ર કરી શરીરે મર્દન કરવું. **મંદાગ્નિ ઉપર:**—હરડે, ચિત્રો, ઉભી ભારીંગણીનાં મૂળ, જીરૂં, વજ, ભોંયલીમડો, ભોંય આવળ, રીંગણીનાં મૂળ, સિંધવ, સંચળ, વાવડીંગ, હળદર, નગોડ, અજમો, સુંઠ, પીપળીમૂળ, લીંડીપીપર, કરીઆતું અને ભાંગરો એ સર્વે જણસો સમભાગ લઈ ગોળ સાથે ૧ તોલો ચૂર્ણ આપવું. **મ્હોડામાંથી પીળું પાણી** વહેતું હોય અને પરસેવો આવતો હોય તે ઉપરઃ—આસંધ પા તોલો અને લીંડીપીપર પા તોલો ગાયના દૂધમાં ખવરાવવાં. **વર્તુશૂળ:**—શ્વાસ, ઘાયલ થવા જેવું, કુખ મરડવી એ લક્ષણો હોય તો—પિત્તપાપડો ૪॥ માસા, ચાર અજમો ૨॥ માસા, હીંગ ૧॥ માસો અને બીજોરાની છાલ ૨॥ માસા એ બધાં ઔષધો એકત્ર કરી ઘીમાં આપવાં. **શ્રમવિભ્રમશૂળ** ( મંદ ચરવું, ભ્રમના જેવું વર્તન, લાળ વહેવી એ લક્ષણો થાય તે ) **ઉપર ઉપચાર:**—ઘીમાં તલનું તેલ મેળવી ગરમ પાણીમાં નાખી તેમાં ગોળ, હળદર, સુંઠ અને હરડે એ જણસો સમભાગ લઈ તેનું ૮ તોલા ચૂર્ણ નાખી આપવું. **શરીર ઉંચું નીચું** કરવું, પગનો સંકોચ કરવો તથા પેટ ફુલવું એ લક્ષણો હોય તો—હીંગ પોણો તોલો, લસણ ૨॥ તોલા, સિંધવ ૧॥ તોલો અને ગોળ ૦॥ તોલો એ સર્વ ઔષધો મેળવી ખાટા દહીંમાં ખવરાવવાં. **કૃમિશૂળ:**—વજ નવ માસા અને પિત્તપાપડો ૪॥ માસા મેળવી ખવરાવવો. **દારૂણશૂળ:**—ભોંય ઉપર પડવું, કૂદવું અને વ્યથિત જણાવું એ લક્ષણો હોય તો—વજ નવ માસા, પાષાણભેદ ૪॥ માસા અને દંતીમૂળ ૪॥ માસા એ ઔષધો કાંજીમાં વાટી આપવાં. **અષ્ટાદશ પ્રકારનાં શૂળ-ઉપર:**—સિંધવ, કાચલવણ, સંચળ, ગંધખીડ, મીઠું, મરી, અજમો, લીંડીપીપર, હરડે, બહેડાં, આમળાં, પીળાં પંડોળાં, કોષ્ટ, વજ, બાવળનો ગુંદ, ભારંગી, હીંગુ, હિંગણાની છાલ, પિત્તપાપડો, ઇંદ્રજવ, કટિ-શાળીનાં બીયાં, આસોદ, રીંગણીનાં મૂળ, નગોડ અને ખુરાસાની અજમો એ બધાં ઔષધો સમભાગ લઈ તેનું ચૂર્ણ બે તોલા ઘીમાં અથવા ગોળમાં ૭ દિવસ ખવરાવવું. **પેટ ચડવું:**—વખતોવખત શરીર જમીન ઉપર નાખવું, તપ્ત થવું એ લક્ષણો થતાં હોય તોઃ—અઘેડાનાં અને કાંગનાં મૂળ અને ખાખરાનાં બી એ ઔષધો પ્રત્યેક ૪॥ માસા અને હીંગ ૩ માસા લઈ સપેસરાનાં પાંદડાંના રસમાં ખવરાવવું. **ખડસ-શૂળ:**—પેટ ચડવું, ડોલવું અને મળમૂત્રનો પ્રતિબંધ થવો એ લક્ષણો હોય તોઃ—શીમળાની છાલ અને દંતીમૂળ દોઢ તોલો તલના તેલમાં ઘસી આપવાં. **ઉદકશૂળ ઉપર:**—(પાણી પીધા પછી કૂદે છે અને હરાંપરાં થાય છે તે ) સુંઠ, લીંડીપીપર અને વજ એ ઔષધો પ્રત્યેક ૪॥ માસા, ગજપીપર અને સિંધવ પ્રત્યેક ૨॥ માસા અને હીંગ ૧॥ માસો એ સર્વે ઔષધો ઘીમાં ખરલ કરી ખવરાવવાં. **દાંત કચકડવા, જમીન ચાટવી, કરડવું, એ લક્ષણો હોય તો:**—ત્રિકટુ ૯ માસા, વાવડીંગ ૯ માસા અનેઅજમો ૧ માસો એ બધાનું ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું. **લાદની સાથે કીડા પડે છે તે ઉપર:**—હિંગણાની છાલ ત્રણ માસા અને પિત્તપાપડો ૯ માસા એ ગોળમાં ખવરાવવું. **સંગ્રહણી ઉપર:**—(લાદ પાતળી થવી અને ઉપરાઉપરી હગવું ) નાનાં બીલાં, લીલા દાડમના દાણા અને ધાવડીનાં ફૂલ એ જણસો સમભાગ

લઈ ૧ાા તોલો ચૂર્ણ દહીંમાં ૭ દિવસ આપવું. (૨) હરડે, આરંબળીની છાલ, મેથી અને જીરૂં એ સર્વ જણસો સમભાગ લઇ ૧ાા તોલો ચૂર્ણ દહીંમાં ૩ દિવસ ખવરાવવું. (૩) હરડે આરંબળીની છાલ અને મેથી એ સમભાગ લઇ દહીંમાં ૧ાા તોલો ચૂર્ણ ખવરાવવું. **ઉપવાત:**—ઘોડાની આંખોમાંથી પાણી વહેવું, પગ અને ગળું સૂજવું, દાંત ચોટી જવા, ખાવાનું છોડવું; ઇત્યાદિ લક્ષણો હોય તો—સરગવાનાં મૂળ, રાફડાની માટી, આમલીનાં અને નગોડનાં પાંદડાં એ સર્વે સમભાગ વાટી મસ્તકે લેપ કરવો અને અરણીનાં પાંદડાં ૧ તોલો જુના ગોળમાં ત્રણ દિવસ ખવરાવવાં.

## ૭—અગ્નિમાંદ્ય.

**ઉપચાર:**—ઘોડો દાણો અને ઘાસ ખાતો ન હોય તો—રીંગણીનાં મૂળ, ઉભાભોરીંગણીનાં મૂળ, લીમડાનાં પાદડાં, હરડે, સુંઠ, કરીઆતું, વાવડીંગ, અજમોદ, નગોડ, અરણીનાં પાંદડાં, અરડુસીનાં પાંદડાં એ ઔષધો પ્રત્યેક દોઢ દોઢ માસો અને અજમો પોણો માસો, એ સર્વે ઔષધોનું ચૂર્ણ કરી જુના ગોળમાં ૭ દિવસ ખવરાવવું.

## ૮—પાદ (પગના) રોગ.

**ઉપચાર:**—પગે **ચક્રાવલી** થઈ હોય તો—છીપ અને કોડી બાળી તેની રાખ સમભાગ મધમાં ખરલ કરી ચોપડવી. પગે **ગાંઠ** થાય છે તે ઉપર—અર્ધીગાંઠ કાપી તેમાંનું પરૂ કહાડવું, પછી જવખાર અને સાજીખાર સમભાગ લઇ આમલીની ખેળમાં લેપ કરવો; અને સિંધવ, લસણ, સુંઠ અને વાવડીંગ એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને અજમો ૧ માસો, એમનું ચૂર્ણ કરી જુના ગોળ સાથે પાવું.

## ૯—અંડશોફ (અંડ સૂજવા).

સુંઠ, ઉભી ભોરીંગણી, એરંડાનાં મૂળની છાલ, સરગવાની છાલ, રીંગણી, મરી, ઉમરાની છાલ અને વજ એ સર્વ સમભાગ ઔષધો લઇ ૧ાા તોલો ચૂર્ણ ઘીમાં આપવું અને અંકોલનાં પાંદડાં ઉકાળી અંડ-ઉપર તેનો શેક કરવો; તેમજ ઉપલું ચૂર્ણ ઘીમાં ખરલ કરી તે ઉપર થોડું ચોળવું.

## ૧૦—મૂત્રરોગ.

મૂત્ર ઉપરાઉપરી થતું હોય તો—દ્રાક્ષ અને કાકડીનાં બીયાંનું બારિક ચૂર્ણ કરી મધમાં ઇંદ્રિય ઉપર લેપ કરવો. **મૂત્રશૂળ:**—ભોંય ઉપર પગ ઠોકવા, કુક્ષિ ઉપર મ્હોડું લાવવું એ લક્ષણો હોય તો—લીંડીપીપર અને ગજપીપર મેળવી ૧ તોલો ચૂર્ણ કરી ગોળમાં આપવું. **મૂત્રસાથે વીર્ય જતું હોય તો**—નાગરવેલીનો કંદ, કેળનો કંદ, ભોંયકોળું અને છીંકણી ૧ાા માસો મેળવી તે ચૂર્ણ દૂધમાં આપવું.

## ૧૧—વ્રણાદિરોગ.

**હાડી**—(હાડ ઉપર ગોળા જેવો સોજો થાય છે તે) **ઉપર ઉપચાર:**—પ્રથમ ફસ ખોલી લોહી કાઢવું. પછી કડવા લીમડાની સળીઓ એકત્ર બાંધી દેવતા ઉપર ગરમ કરી તે વડે શેકવું અને લીમડાનાં પાંદડાં, નવસાર, સિંધવ એ સમભાગ લઇ લીમડાના રસમાં ખરલ કરી લેપ કરવો અને ઉપર કપડું બાંધી રાખવું. **માંસ સડયું હોય અને પીળું પાણી નીકળતું હોય** તો તે ઉપર:—લોહચુર અને હરડે તેલમાં ખરલ કરી લેપ કરવો; અને તે ઉપર એરંડાનાં પાંદડાં બાંધી ઇંટથી શેક કરવો; તેમજ લસણ, નગોડ અને સિંધવ દરેક સાડાચાર માસા અને અજમો ૧ માસો, એ ઔષધોનું ચૂર્ણ ગોળ સાથે ૭ દિવસ ખવરાવવું. **ખાંડક, જખમ અને વાળા ઉપર:**—બકરીની લીંડીઓ, સિંધવ અને મીઠાનું સમભાગ ચૂર્ણ કરી, પાણીમાં કિંવા મધમાં લેપ કરવો. **શરીર ઉપર ગાંઠો થઈ તે વહેવા લાગતી હોય** તો—ધૂંવાસ અને વજ એ સમભાગ લઇ મધમાં ખરલ કરી લેપ કરવો અને સિંધવ, વાવડીંગ, હરડે અને લસણ એ ઔષધો ત્રણ ત્રણ માસા અને અજમો ૧ માસો એ રીતે ચૂર્ણ કરી ઘીમાં ખવરાવવું. **ખસ ઉપર:**—કણક અને મીઠું પાણીમાં પલાળી તેનો રોટલો કરી તે બાળવો અને તેલમાં ખરલ કરી ચોપડવો. **ફુંટી**

**સુજે છે તે ઉપર:**—પ્રથમ હાથપગની નસો દબાવવી એમ કહેલું છે. એનો શું ઉપયોગ હશે તે સમજાતું નથી, પરંતુ આ નીચેનો ઉપચાર સારો જણાય છે.—સુંઠ, મરી, લીંડીપીપર, સરસવ અને હળદર એ ઔષધો સમભાગ લઇ આમલીના ચોચોડાની ખેળમાં લેપ કરવો અને ઉપર કપડું બાંધવું; તથા સુંઠ ૪ાા માસા, એલચી ૦ાા માસા, લવંગ ૧ાા માસો, કોથમી ૨ા માસા, બ્હેડાં ૨ા માસા અને આમળાં ૨ા માસાનું એકત્ર ચૂર્ણ કરી ઘીમાં દિવસ ૩ આપવું. **આમની બાધા થાય તો:**—શેવાળ અને ઘી એક એક તોલો મેળવી પાવું.

## ૧૨—અગ્નિબાધા.

**ઉપચાર:**—તેલનો જુનો ઘડો ફોડીને તેના કકડા કરી તેનું પાતાળયંત્રવડે તેલ કહાડી ચોપડવું.

## ૧૩—વિષબાધા.

**ઉપચાર:**—શુદ્ધ હિંગળોક, સોમલખાર અને ધોળો કાથો એ ઔષધો સમભાગ લઇ આદુના રસમાં ગોળી કરી ત્રણ દિવસ ખવરાવવી એવું કહેલું છે; પરંતુ એમાંનાં પહેલાં બે ઔષધો શુદ્ધ કરી લેવાં જોઇએ તોજ કદાપિ આદાનો ગુણ આવે એમ જણાય છે. આ ઔષધનો ઘણો વિચાર કરી અને કોઇને અનુભવ હોય તોજ ઉપયોગ કરવો એવો અમારો મત છે.

## ૧૪—ઘોડો તોફાની (ઉન્મત્ત).

**ઉપચાર:**—બન્ને કાનમાં ( શુદ્ધ કરેલો ) પારો નાખવો. મ્હોડામાં રૂ ઘાલવું અને પગના બદ પર, પિશાબ (?) ઉપર અને હગરાના માંસ ઉપર ગોળ ડામ દેવા. શેક કરવો. ઘેર બાંધી રાખવો. (૨) આર્તવનું (સ્ત્રીના અસ્પર્શ્યકાળના રક્તનું) ચીંથરૂં અને જુનો ગોળ અર્ધો અર્ધો તોલો એકત્ર ખાંડી ૩ દિવસ આપવું. ગરમ પાણી પાવું. (૩) જુઓ વનૌષધી ગુણાદર્શમાં ખેરના વર્ણનમાં નં. ૭ નો ઉપયોગ.

## ૧૫—ખરીનો કચરો જવા માટે.

મીણ, ગુગળ, ભોંય લીમડો, કાળીજીરી, લાખ, સિંદૂર, મરી અને ગોળ એ સમભાગ લઇ ઘી અને તેલમાં ખરલ કરી ચારે ખરીઓ ઉપર લેપ કરવો; અને લોખંડ ગરમ કરી કિંચિત્ શેકવું.

## પુરવણી—(૧).

( વનૌષધી ગુણાદર્શમાં નીચે આપેલી વનસ્પતિઓના વર્ણનમાં તે તે નંબર જોવો. )

(૧) **ઘોડાને કુરકરી થાય છે તે માટે:**—વંતાકડી ( વેંગણી ) ૨. (૨) **ઘોડાને પીઠ પડે તો તે માટે:**—અઘાડી ( પોપટી કાંગ ) ૩. બાજરી ૧. ( ૩ ) **ઘોડાને શરદી થઇ હોય તે માટે:**—ખજૂરી ૫.

## પુરવણી—(૨) પશુચિકિત્સા.

(૧) **ઢોરોને સર્પદંશ થાય તે માટે**—અરિઠાં ૧૪. (૨) **ઢોરોને કોઇ પણ પ્રકારનું વિષ ચડયું હોય તે માટે**—આસંધ ૧૫, ઉભી(ભો)રીંગણી ૨, જળજાંબવો ૧, ઝેર કોચલાનું ઝાડ ૧. (૩) **ઢોરોને ઘોયડાના સર્પનું વિષ લાગે છે તે માટે**—ધણુસરી ૧, ધોળુશી ૧. (૪) **ઢોરોના ખાધામાં વિષ આવે તે ઉપર**—શિકેકાઈ ૨. (૫) **ઢોરના ખાધામાં સોમલ આવ્યો હોય તો તે માટે**—કેળ ૧૮, તાંદળજો ૧૦, પાણુકાંદા ૧. (૬) **ઢોરના મુસલ રોગ માટે**—ગોરખ આમલી ૪, ધાપાન ૧. (૭) **ઢોરના કંઠ રોગ માટે**—ઇન્દ્રજવનું ઝાડ ૧૫, મુચકંદ ૩. (૮) **ઢોરને સળેખમ થાય છે તે માટે**—ઉદ ( લોબાન ) ૩. (૯) **ઢોરને શેમ્બ્યા** ( નાક પાકવાનો ) **રોગ થાય છે તે માટે:**—ડુંગળી ( કાંદા ) ૩૦. (૧૦) **ઢોરના ભાગ માટે**—કાજૂ ૨. (૧૧) **ઢોરના કર્ણરોગ માટે**—કાનફોડી ૨. (૧૨) **ઢોરના રોગ માટે**—ચંદન બટવો ૧. (૧૩) **ઢોરના**

**મૂત્રાવરોધ માટે**—કેળ ૨૦. (૧૪) **ઢોરનું અંગ બહાર આવે ( આશ કહાડે ) છે તે માટે**—કલગારી ૫. (૧૫) **ઢોરને કે વાછરડાંને કરમ પડયા હોય તો તે માટે**—કુંવાડીયો ૧૦. (૧૬) **ઢોરને હારીક લાગે તે માટે**—જામફળ ૪, મોંગલી એરંડો ૮. (૧૭) **ઢોરને જખમ (ક્ષત) માટે**—ફાંગળો ૫, માંકડી ૪. (૧૮) **ઢોરને ખાંધ પડે છે તે માટે**—વગડાઉ તુરીયું ૨. (૧૯) **ઢોરના પગને ફાળ લાગી હોય તો તે માટે**—વગડાઉ અળવી ૧. (૨૦) **ઢોરોની આંખોને ભુર આવે છે તે ફુલું પડે છે તે માટે**—ભુયાશિરડ ૧. (૨૧) **ઢોરનું શીંગડું, હાડકું વગેરે ભાગ્યું હોય તો તે માટે**—થુવેર—ચોધારો (થોર) ૨. (૨૨) **ઢોરને દૂધ વધવા માટે**—ભીંડી ૫. (૨૩) **ઢોરોને ખાણમાં કીડા લાગવાથી રેચ થાય છે તે માટે**—સોપારી ૨. (૨૪) **ઢોરોના ક્ષતમાં કીડા પડે છે તે માટે**—કપૂર ૨, કીડામારી ૧, જાનવેલ ૩, ડીકામાળી ૪, તંબાકુ ૧, પીંપળો ૨૨, બહેડાં ૭, વગડાઉ સાટોડી ૨, હીંગ ૨, હેદ ૨. (૨૬) **બળદની ખાંધ સુજે છે તે માટે**—ઝિંઝરૂટ ૪. (૨૬) **બળદ કે પાડા (રેલા) લોહી મૂતરે તે માટે**—ગાંજો (ભાંગ) ૩, મરવો ૧૧. (૨૭) **બળદને કાંઇ દુઃખ થયું હોય તો**—આસંધ ૨૧. (૨૮) **બળદનો પગ સુજ્યો હોય તો**—આમલી ૧૬. (૨૮) **પાડાને રેચ થાય છે તે માટે:**—ઘોટીવેલ ૧. (૩૦) **પાડાના વાળમાં જુઓ પડી હોય તો તે માટે**—નિંબારા ૨. (૩૧) **ભેંસના ઝાર ( ઓર, મેલી ) પડવા માટે**—અકામલીમડી ૪. (૩૨) **ધનુર્વાત જેવો ઢોરને ભુરકી કિંવા ધનકી રોગ થાય છે તે માટે**—અરિઠા ૧૩. (૩૩) **નાનાં વાછરડાંને ઝાડા થાય છે તે માટે**—ફુગ (મનાડીના ટોપ) ૧. (૩૪) **નાનાં વાછરડાંને દૂધના યોગે પેટમાં રોગ (દૂધરોગ) થાય છે તે માટે**—કાગીજીરી (કડીજીરી) ૯, દુધેલી ૪. સાજડ (એન) ૨. (૩૫) **નાનાં વાછરડાંને ઠંડી અને કૃમિ માટે:**—કાંચકી ૬.



# શુદ્ધિપત્ર

૧. આ નીચે આપેલા શુદ્ધિપત્ર પ્રમાણે આ ગ્રંથ પ્રથમથી સુધારી લઈ તે પછીજ તેનો ઉપયોગ કરવા પ્રત્યેક વાંચક બંધુને ખાસ સૂચના આપવામાં આવે છે, કેમકે ગ્રંથ વૈદ્યક વિષયનો હોવાથી ભૂલ રહી જતાં કેટલીક વખત અર્થનો અનર્થ અને નુકસાન પણ થાય.

૨. છાપતાં કાનો, માત્ર કે રેફ ઉડી જવાથી દેખાતી અશુદ્ધિઓ કે જે વાંચક પોતાની મેળેજ સમજી શકે તેમ હોય છે; તેવી અશુદ્ધિઓ આ શુદ્ધિપત્રમાં દાખલ કરવાની જરૂર ધારી નથી. જેમકે ચૂર્ણનું ચૂણ, સંપૂર્ણનું સંપૂણ, સર્વનું સવ, અજીર્ણનું અજીણ, શરદીથીનું શરદીથા, ૪૦ ૪૦

૩. આ પુસ્તક મૂળ મરાઠીમાંથી ગુજરાતીમાં થએલું હોવાથી અને મરાઠીમાં સંસ્કૃત શબ્દો વધુ આવતા હોવાથી આ પુસ્તકમાં તેની છાયા રહીને મરાઠી તથા સંસ્કૃત શબ્દો કેટલેક ઠેકાણે આવેલા છે માટે આ શુદ્ધિપત્ર પ્રમાણે પ્રથમથી સુધારી લેવા છતાં પણ અન્યત્ર એવા અને બીજા જે શબ્દો ન સમજાય તો તેને માટે આની અગાઉ જોડેલા કઠિન શબ્દના કોષમાં તપાસ કરી જોવી. આમ છતાં પણ ખુલાસો ન જડે તો મૂળ મરાઠી ગ્રંથ અને તે ભાષાના અનુભવીદ્વારા માહિતી મેળવવી જોઈએ. જેઓ આવા શબ્દોની તેમજ બીજી પણ જે કાંઇ અશુદ્ધિઓ, ભૂલો અથવા દોષો તેમને જણાય તેવી બાબતોની નોંધ-તેની શુદ્ધિ અથવા ખુલાસા સહિત મોકલવા શ્રમ લેશે તેનો આભાર સહિત સ્વીકાર કરી નવી આવૃત્તિમાં તેમના નામોલ્લેખ સહિત યોગ્ય સુધારણા ખુશીની સાથે કરાશે.

**મંત્રી, સ. સા.**

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૨૨ | દરસાયલી | દઝાયલી |
| ૨૬ | ૬ | દ્રવ પદાર્થ એટલે ઓગળેલો અથવા પાતળો પ્રવાહી પદાર્થ | દ્રવ (પ્રવાહી) પદાર્થ ભીંજવવાના અને ફેલાઇ જવાના ગુણવાળો પદાર્થ |
| ૨૭ (કોલમ ૨) | ૨૧ | શવત | શવન (શીવણ) |
| ૩૦ | ૧ | ક્લેદ—પરસેવો | ક્લેદ—ભીનાશ શરીરમાં રહેલો એક જાતનો કફ.પરસેવો. |
| ૩૨ (કોલમ ૧) | ૨૮ | પ્યાહા | પ્લીહા |
| ૩૨ ઞ | ૨૯ | दहेमखिलं | देहमखिलं |
| ૩૨ ઠ | ૨૬ | स्तृशेदृक्षिगंगे | स्पृशेदृक्षिणगे |
| ૩૨ થ | ૧૮ | વહિનીઓનો | વાહિનીઓનો |
| ૩૩ | ૭ | તે યોગને | તેના પ્રયોગને |
| ૩૩ | ૧૭ | વજ | ઘોડાવજ |
| ૩૩ | ૧૮ | આવળકંટી | આમળાં |
| ૩૮ | ૨૮ | ધપ | ધૂપ |
| ૩૮ | ૩૧ | જીરો | જીરી |
| ૪૦ | ૧૦ | ૨૧–૫૦ | ૨૧·૫૦ |
| ૪૦ | ૧૦ | ૩૮–૦૧ | ૩૮·૦૧ |
| ૪૦ | ૧૦ | ૨૮–૫૮ | ૨૮·૫૮ |
| ૪૨ | ૪ | વાર્તાશ | વાતાર્શ |
| ૪૫ | ૨૯ | પેલાકાવિ | પેલાકાયિ |
| ૪૬ | ૩૦ | શિંબીકાચિ | શિંબીકાયિ |
| ૪૬ | ૪૦ | કરે છે. પંડિત દત્તારામ ચોબા એને નાની પીલુડીના નામથી ઓળખાવે છે. | કરે છે. |
| ૪૮ | ૧૩ | અર્જુનગાઢ | અર્જુનગાછ |
| ૪૯ | ૬ | પત્ત અને | પિત્તના |
| ૪૯ | ૨૭ | મટ્ટડીતપ્યું | મટ્ટંડીતપ્પુ |
| ૫૧ | ૧૮ | ત્રણીર | ગણીર |
| ૫૧ | ૧૮ | કેલેરોડેન્ડ્રમ્ ફ્લોમોઇડેન | કલેરોડેન્ડ્રમ્ ફ્લોમોઇડિસ |
| ૫૨ | ૪૧ | ઢંકાએલ, | ઢંકાએલ હોઈ, |
| ૫૪ | ૪૦ | આવ્યા | આવ્યાથી |
| ૫૫ | ૧ | મૂર્છા | (૧૧) મૂર્છા |
| ૫૭ | ૨૨ | "શાણુ" | 'સણ' |
| ૫૭ | ૩૨ | सणजक्षौम | सणजक्षौम |
| ૫૭ | ૩૩ | बलिन | बालेन |
| ૫૭ | ૩૮ | સ્તાનમાં | સ્તાનને માટે તે |
| ૫૯ | ૭ | અ૦ ઉપર | અ૦ ઉપર |
| ૫૯ | ૪૧ | ટલફેરે | પ્લેફેર |
| ૬૧ | ૧૫ | શીકાંગ | શીતાંગ |
| ૬૧ | ૩૬ | લુતા | લુતી |
| ૬૪ | ૧૬ | (૫૨) | (૫૩) |
| ૬૪ | ૩૧ | અદવિપાનો | અદવિયાનો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૫ | ૨૪ | અટવાઈ | ઉકાળી |
| ૬૫ | ૨૯ | **લોગ** | **લોક** |
| ૭૩ | ૨૮ | અળ | અલ |
| ૭૪ | ૧૫ | ઉમરાના | ઉંબરાના |
| ૭૫ | ૨૨ | ૮ નાના | નાના |
| ૭૬ | ૭ | કાળાનાં | કાળા ઇન્દ્રજવના ઝાડનાં |
| ૭૭ | ૨૬ | કાળુંગા | કાળીંગા |
| ૭૮ | ૧૭ | કાજળ | કાંજળ |
| ૮૧ | ૨૧ | સાતૂની | જવની |
| ૮૧ | ૪૨ | સરીવત | સરીવન |
| ૮૨ | ૨૭ | કરતાં | કરતાં આ |
| ૮૭ | ૩૪ | **વાતરક્ત** | **(વાતરક્ત)** |
| ૮૮ | ૩૮ | બળક | બલ્ક |
| ૯૧ | ૨૬ | લેપ્યા | લેપ્પા |
| ૯૨ | ૩૭ | તિકુષ્ઠ | તિક્તકુષ્ઠ |
| ૯૩ | ૨૭ | કમાઉન, | કમાઉન પ્રાં૦ |
| ૯૫ | ૬ | માંસવૃદ્ધિ | માંસવૃદ્ધિ, |
| ૯૫ | ૩૫ | પત્ત | પિત્ત |
| ૯૬ | ૧૫ | કાળહત્તિ | કાડહત્તિ |
| ૯૭ | ૨૫ | **કપરકેળ** | **કપૂરકેળ** |
| ૯૭ | ૨૯ | બેલાનોટસ | એલાનોપ્સ |
| ૧૦૧ | ૮ | પ્રમાણે | પ્રમાણે નાખી |
| ૧૦૧ | ૩૬ | મૂળ લીસા પત્થર ઉપર સુકવી પછી | સુકાં મૂળ લીસા પત્થર ઉપર |
| ૧૦૨ | ૧૧ | ગ્લોરિઓાળા | ગ્લોરિઓઝા |
| ૧૦૨ | ૧૭ | 'વાગચબકા' પણ કહે છે | 'વાગચબકા,' અને |
| ૧૦૨ | ૨૩ | **કાળુપુળી** | **કાળપુળી** |
| ૧૦૨ | ૩૭ | અત્યંત | અત્યંત સુંદર |
| ૧૦૨ | ૪૧ | મોટો | મોટાં |
| ૧૦૪ | ૩૪ | હિક્કા | હેડકી |
| ૧૧૭ | ૨૦ | પાંગરાનાં | પાંડેરવાનાં |
| ૧૧૭ | ૨૦ | હેંદુનાં | હેદુનાં |
| ૧૧૭ | ૨૭ | **પેટારી** | **(પેટારી)** |
| ૧૧૭ | ૪૧ | કાતે | કાતેલા |
| ૧૨૨ | ૨ | ફેકટા | ફેકરા |
| ૧૨૨ | ૧૩ | ક્ષારાદિકથી | ક્ષારના પાણીથી |
| ૧૨૯ | ૨૪ | ખાટાં | કડવાં |
| ૧૩૩ | ૩૫ | ક્ષુદ્રો | ક્ષુંદ્રો |
| ૧૩૫ | ૩૪ | લાગતું | યોગ્ય લાગતું |
| ૧૩૬ | ૮ | **અતબલા** | **અતિબલા** |
| ૧૩૯ | ૬ | અરીણુ | અરીણુ, |
| ૧૪૪ | ૨ | શિટીસુદ્દિ | શિટાસુદ્દી |
| ૧૪૪ | ૨૮ | "ઓલાડોના" | "એલાડોના" |
| ૧૪૮ | ૬ | તરવડાનાં | આવળનાં |
| ૧૫૦ | ૩૩ | આ | નિઘંટમાં આ |
| ૧૫૦ | ૩૮ | વિજળદેશમાં | ઉજ્જડ પ્રદેશમાં |
| ૧૫૪ | ૧૩ | સાતવણ | સાત્વીન |
| ૧૫૫ | ૨૬ | જગ્યામાં થાય છે. | જગ્યામાં થાય છે. નાની જાત વહેળા ઉપર અથવા પાણીના ઝરા પાસે થાય છે. |
| ૧૫૫ | ૩૯ | નથી. | નથી. વળી મિ૦ ચિમનરાય વૈષ્ણવે તો તેનું સં. નામ શાહદેવી અને ગુ. ખપાટ આપ્યું છે. એ તેમની ભૂલ છે. સહદેવી, ખપાટ, અને ભાંગુર્ડી એકજ ઝાડનાં નામો હોવાનું કોઇ પણ નિઘંટથી સિદ્ધ થતું નથી. |
| ૧૫૬ | ૩૫ | કરે છે. | કરે છે. ગંગેટીનાં ફૂલ ધોળાં હોય છે. |
| ૧૫૮ | ૩૨ | રાતોઓળ | હીરાઓળ |
| ૧૬૦ | ૩૪ | ગળો કડવી, પડોળીનાં | ગળો, કડવી પડોળીનાં |
| ૧૬૭ | ૧૦ | (ગોનસી) | (સં૦ ગોનસી મ૦ ગોણસકાંડ) |
| ૧૬૭ | ૧૩ | જીણુવિષ | જીર્ણવિપ |
| ૧૭૩ | ૩૭ | પાસે | ઉપર |
| ૧૭૯ | ૯ | વણુકારક | વર્ણકારક |
| ૧૮૦ | ૩૩ | ધાનને | જખમને |
| ૧૮૦ | ૪૦ | સંભક | સ્તંભક |
| ૧૮૩ | ૧ | ધિરછલ | પિચ્છલ |
| ૧૮૫ | ૧૩ | સ્ટ્રિકનીયા | ઝેરકોચલાનું સત્વ (સ્ટ્રિકનીયા) દારૂ અથવા દહીંની સાથે આપી. મનુષ્ય વધ કરેલ હોવાનું |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | જાહેરમાં આવેલ હોવાથી એની ઝેરી અસર થાય એવું એનું ઓછામાં ઓછું પ્રમાણ જાણવુ જરૂરનું છે. રિટ્રકનીયા |
| ૧૮૬ | ૬ | કુરરા | કુરરી |
| ૧૮૭ | ૩૫ | પ્રમેહ | પ્રદર |
| ૧૯૬ | ૧૪ | રક્ત—મળવ્યાધિ | રક્ત—મૂળવ્યાધિ |
| ૨૦૧ | ૪૧ | દુર્બળ અંગ નમાલ: | ખેશ ઠર્યો રૂમાલ; |
| ૨૦૩ | ૨૬ | ખુરાશાણી | ખરસાણી |
| ૨૦૩ | ૨૭ | ખુરાશાણી | ખરસાણી |
| ૨૦૫ | ૮ | થાય છે | થાય છે* |
| ૨૧૬ | ૨૬ | *ચંપો | ચંપો |
| ૨૨૨ | ૮ | ઉતરાણીનાં | દુધેલીનાં |
| ૨૨૭ | ૨૭ | કણરોગ | કર્ણરોગ |
| ૨૩૩ | ૧૯ | પ્રાણ | પાણ |
| ૨૩૭ | ૨૭ | ગંધ એરજો | ગંધએરજો |
| ૨૪૦ | ૧૨ | ળ | મૂળ |
| ૨૪૦ | ૧૩ | હશે ? | હશે? કમળનું નામ પુષ્કર હોવાથી એની જડને પણ **પુષ્કરમૂળ** કહે છે. |
| ૨૪૨ | ૨૫ | પાડતાં | ગળામાં નાખતાં |
| ૨૪૩ | ૪ | તુરો, | તુરો, તીખો |
| ૨૪૪ | ૩ | આળંબાની | ફુગની |
| ૨૪૬ | ૨૦ | વહેળા | ખેતરના શેઢા (હદ) |
| ૨૫૦ | ૨ | નાવું | નાનું |
| ૨૫૧ | ૨૦ | ઉત્તમ તે | આ ઉત્તમ |
| ૨૫૫ | ૧૮ | ટકે છે ई | ટકે છે |
| ૨૫૫ | ૩૧ | અળુવીનું | અળવીનું |
| ૨૫૯ | ૨૦ | ભીલામે ।દહીં | ભીલામો દહીં |
| ૨૬૨ | ૧૭ | આઇ્નેલ્લિ | આઈનેલ્લિ |
| ૨૬૩ | ૧૩ | પડેલો | પોલો |
| ૨૬૩ | ૧૩ | કાંટાવાળાં | કિનારીવાળાં |
| ૨૬૩ | ૩૫ | ભોંયકોળાનું | દુધીયા ભોંયકોળાનું |
| ૨૬૫ | ૧૧ | મત્ર— | મૂત્ર— |
| ૨૬૭ | ૩૪ | ફિરંગી. | ફિરં૦ |
| ૨૬૭ | ૪૦ | આજોકાજોનો | આજાક્ષજાનો |
| ૨૭૩ | ૨૦ | આભઘાત | અભિઘાત |
| ૨૭૪ | ૨૫ | અનાહ | આનાહ (આફરો) |
| ૨૮૫ | ૨૧ | ગોપડવું | ચોપડવું |
| ૨૮૯ | ૧ | પત્ર રાસ્નાની | પત્રરાસ્નાની |
| ૨૮૯ | ૩ | ક્ષાર | ક્ષાર, |
| ૨૮૯ | ૧૦ | સન્મુખ | સામસામાં |
| ૨૮૯ | ૧૨ | બાહ્ય કોશભાગ થએલા | બાહ્યકોશ છુટો પડેલો હોતો નથી. |
| ૨૮૯ | ૧૬ | મોંલાઇ | મોંગલાઈ |
| ૨૮૯ | ૩૬ | કુહિલીનાં | કોચનાં |
| ૨૯૧ | ૨૯ | રૂહીન | રૂહીમ |
| ૨૯૬ | ૨૦ | નવટાંક | અધોળ |
| ૨૯૬ | ૪૦ | ગોવારીના પાણીનો | ગવારનાં પાંદડાંનો |
| ૨૯૬ | ૪૧ | કરી ચોપડવો | કરીને અથવા એકલા ગવારનાં પાંદડાંનો રસ ચોપડવો. |
| ૨૯૭ | ૨૬ | લાણાનો પાલો | લાંગુનાં પાંદડાં |
| ૨૯૭ | ૩૦ | ભુરૂંડી | સં૦ ભુરૂંડી, |
| ૩૦૦ | ૧૩ | વાતરક્ત | ( વાતરક્ત ) |
| ૩૦૬ | ૪૧ | નાખી | લોધર નાખી |
| ૩૧૬ | ૨૦ | કિરળ | પરૂ |
| ૩૧૬ | ૨૧ | કિરળ | પરૂ |
| ૩૧૬ | ૪૧ | સરગવાતા | સરગવાના |
| ૩૧૮ | ૩૨ | વિંછુવાનાં | વિંછુડાનાં |
| ૩૨૧ | ૩૩ | કસાડનો | કાસ (કાંસડા) નો |
| ૩૨૩ | ૧૭ | નીળી | ભૂરી |
| ૩૨૪ | ૩૦ | એમાં | એવાં |
| ૩૨૪ | ૩૨ | શિરાકાઇ | શિકાકાઇ |
| ૩૨૬ | ૪૧ | ખાય છે. | ખાય છે. તેને સુડીયા કહે છે એનો આકાર સુડા (પોપટ) જેવો, અને રંગ પણ લીલો પોપટીઓ હોય છે |
| ૩૨૭ | ૨૮ | અ૦ | અ૦ સરીફા. |
| ૩૨૮ | ૩૬ | નામથી | નામથી ઓળખે છે અને |
| ૩૨૯ | ૨૬ | ક્ષતનો | ક્ષયનો. |
| ૩૩૦ | ૨૬ | મુલ્લ૦ | મુલ્લ |
| ૩૩૪ | ૬ | પીળુડી | પીલુડી |
| ૩૩૭ | ૧ | સિદ્ધકોઢ | સિધ્મકોઢ |
| ૩૩૭ | ૩ | સંત્રે, નિંબૂ | સત્રે નિંબૂ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૭ | ૩૮–૩૯ | ઠેકાણે મળે છે. ધોળી સાટોડી ઉપર ધોળાં અને રાતી ઉપર રાતાં ફુલો આવે છે. | ઠેકાણે મળે છે. |
| ૩૩૮ | ૧૪ | એ જાત છે રાતી અને | ત્રણ જાત પૈકી |
| ૩૩૯ | ૬ | ઔષધો | ઔષધોનો |
| ૩૩૯ | ૭ | શ્લીમક, શ્વાસ, પથરી, | હલીમક, શ્વાસ, બરોળ |
| ૩૩૯ | ૮ | ચિત્રા | ચિત્રક |
| ૩૩૯ | ૩૭ | વ્યુઓનના | લ્યુઓનના |
| ૩૩૯ | ૨૬ | બન્નેનાં સત્વ | બન્ને સત્વ |
| ૩૪૧ | ૨૨ | કુંભકમળનો | કુંભકમળાનો |
| ૩૪૧ | ૩૦ | મોટી | મોત |
| ૩૪૬ | ૧૩ | કિંજલુ | કિંજલ્ક |
| ૩૫૨ | ૮ | કુટિ | ભ્રકુટિ |
| ૩૫૫ | ૧ | કંકુડુ | કંકુ |
| ૩૫૬ | ૨૩ | પાંગરાના | પાંડેરવાના |
| ૩૫૮ | ૧૦ | ૫૨; | ૫૩; |
| ૩૬૦ | મથાળે | પૂર્વાર્દ્ધ | ઉત્તરાર્દ્ધ |
| ૩૬૦ | ૯ | હાડમોટી કરીને શેરા | હાડસંધિ કરીને ખરસાણી |
| ૩૬૦ | ૨૪ | આનાહ રોગ | આનાહ રોગ એટલે આફરો |
| ૩૬૦ | ૨૯ | વેખંડ | ઘોડાવજ |
| ૩૬૦ | ૩૯ | મીંજ ટાંક ૨ | મીંજ ટાંક ૨, ખાંડ ટાંક ૨ |
| ૩૬૧ | ૪ | ૨, સમેરત્તો | સમેરવો |
| ૩૬૧ | ૩૧ | દહીંની તાજી ખાટી છાશ | દહીં |
| ૩૬૨ | ૨૨ | પદાર્થે | પદાર્થ |
| ૩૬૩ | ૩ | (મોતીયા બિંદુ) | (મોતીયા) બિંદુ |
| ૩૬૩ | ૯ | અંજનાથ | અંજનાર્થે |
| ૩૬૩ | ૧૧ | ઉકાળી | છમકારી |
| ૩૬૩ | ૧૯ | ખીલ | ( ખીલ ) |
| ૩૬૭ | ૩૫ | કલાઈ, સફેતો | કલાઇસફેતો |
| ૩૬૮ | ૨૨ | તેના | તેના (દુરાનેશરના) |
| ૩૬૮ | ૩૪ | ( ૨૧ ) | ( ૨૨ ) |
| ૩૬૮ | ૩૫ | આશ | આછ |
| ૩૭૦ | ૧૭ | ચાવવા | ચાલવા |
| ૩૭૧ | ૧૫ | ભેદવત્પીડે | ભેદાતું હોય એવી પીડાથી |
| ૩૭૨ | ૧ | બરોળ | ( બરોળ ) |
| ૩૭૨ | ૧૯ | ની ચીરીમાં | ને ચોકડીની માફક ચીરો પાડી તે ચારે ચીરો છેડામાં ભેળીજ રાખી તેમાં |
| ૩૭૨ | ૨૩ | તે માટલામાં જાંબુ તથા | તેમાં |
| ૩૭૩ | ૭ | પરંતુ | પરંતુ કેટલાક |
| ૩૭૩ | ૧૫ | બગાડી | લગાડી |
| ૩૭૩ | ૨૭ | સાજી | સાજીખાર |
| ૩૭૩ | ૩૯ | ( ૬ ) | (૬) બીડ લવણ શેર ૦॥ |
| ૩૭૬ | ૩૪ | માટીના રીઢા | માટીના |
| ૩૭૬ | ૪૦ | અઘાડીનાં | અઘેડાનાં |
| ૩૭૭ | ૧૦ | આકડો–૨, | આકડો ૨,૨૫ |
| ૩૭૭ | ૨૬ | તેનો | તેના લાભ |
| ૩૭૭ | ૩૦ | પાંદડાં | નાગરવેલનાં પાન |
| ૩૭૭ | ૩૪ | પાંદડાંના | નાગરવેલનાં પાનના |
| ૩૭૯ | ૧૫ | પેટારી | ( પેટારી ) |
| ૩૭૯ | ૧૮ | ભોયકોળું–૧૨ | ભોંયકોળુ–૧૪ |
| ૩૮૦ | ૨ | આબળાં | આમળાં |
| ૩૮૧ | ૧૯ | ગોરખમુંડી–૧ | ગોરખમુંડી ૧ ચણા–૧ |
| ૩૮૨ | ૩૨ | રોદા | મળાશય |
| ૩૮૨ | ૩૨ | માદા | પકવાશય |
| ૩૮૨ | ૩૩ | સફરા | પિત્તાશય |
| ૩૮૪ | ૩૧ | વજ ૬ | વજ ૬, સરગવો ૪ |
| ૩૮૬ | ૧૭ | વાંગ | વંતાક |
| ૩૮૭ | ૩૨ | ઘુંટડો પાવો. | ઘુંટડો પાવો. આમ મોડશીના ઉપાય લખ્યા પછી તેજ ગ્રંથમાં મરકી (કૉલેરા) માટે નંબર ૧૫ વાળો ઉપચાર જુદો આપી મોડશી અને કોગળીયાનું જુદાપણું બતાવ્યું છે. અમને ખાત્રી થઇ છે કે જાયફળ, જાવંત્રી અને અફિણ આદિ ઔષધોને |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | રોકનાર ચીજો કૉલેરાના દરદીની ઘાતક છે કૉલેરાને હિંદિમાં હૈજા અને મરાઠીમાં પટકી, તરળ કે મહામારી કહે છે. |
| ૩૯૧ | ૨૪ | અને ખસ | (ચાંદાં) અને ખસ |
| ૩૯૨ | ૩૪ | કાંકસ ગોળા | કાચકાંની અંદરની મીંજો |
| ૩૯૪ | ૩૧ | મુળનો | મુળાનો |
| ૩૯૭ | ૧૩ | મોહનો ગુંદર | મહુડાનો ગુંદર |
| ૩૯૮ | ૧૭ | કારંજાની | કરંજાની |
| ૩૯૮ | ૧૯ | કારંજાની | કરંજાની |
| ૪૦૦ | ૩૩ | પાતાળવડે | પાતાળયંત્રવડે |
| ૪૦૦ | ૩૬ | ડાળે ફળે | હાથ પગ જીભ મ્હોડું વગેરે અંગોમાં |
| ૪૦૦ | ૩૮ | ઝીલડાને | ઝીલને |
| ૪૦૦ | ૩૯ | સમાધી થાય | શાન્તિ થાય |
| ૪૦૨ | ૮ | ચીકણુની | ચીકણુાના |
| ૪૦૨ | ૩૬ | લાલ ઘેંઘાટ | બહુજ લાલ–ઘટ્ટ લાલ |
| ૪૦૫ | ૯ | **મસ** | **મસા (હરસ)** દુઝતા મસા |
| ૪૦૬ | ૨૧ | વળી | વળી એક પાત્રમાં ઝાડો કરાવી જેવાથી |
| ૪૦૬ | ૩૦ | ઓથમીજીરૂં | અમતુજીરૂં |
| ૪૦૬ | ૩૪ | ઓથમીજીરૂં | અમતુજીરૂં |
| ૪૦૬ | ૩૭ | કોઠબડી | કોઠી |
| ૪૦૯ | ૮ | મળોનાં | મૂળોનાં |
| ૪૧૨ | ૩૦ | ભોંપાથરીના | ગળજીભીના |
| ૪૧૨ | ૩૫ | ભોંપાથરીની | ગળજીભીની |
| ૪૧૪ | ૩૪ | એરડાની માળો | એરડાની માળો (પોપટા) |
| ૪૧૭ | ૧૦ | ગરોદર | સગર્ભા (ગર્ભવતી) |
| ૪૧૮ | ૨૩ | પેટારી | (પેટારી) |
| ૪૧૮ | ૩૨ | લુગાડાને પાણીથી પલાળી ગાળી લેવાં | કમરપુર પાણીમાં લઇ જઈએ જણાએ સામસામા પકડી રાખેલા લુગડામાં તે ભસ્મને નાખી પાણી સાથે મસળવી એટલે તેમાંની રાખ પાણીમાં ધોવાઈ જશે |
| ૪૧૮ | ૩૩ | છાંટી | છાંટી (છમકારી, ઓળી) |
| ૪૧૯ | ૧૭ | **ચિત્રાના** | **ચિત્રા (ઘોનુસા)ના** |
| ૪૨૦ | ૩૭ | વસુ | વગડાઉ મરચીવેલર, વસુ |
| ૪૨૧ | ૮ | ગોકણીં | ગરણી |
| ૪૨૧ | ૨૭ | હેંદીના | હેદીના |
| ૪૨૧ | ૩૧ | ઉંદરકની | ઉંદરકની ग |
| ૪૨૩ | ૩૨ | કર્ટોલી | કંકોડી |
| ૪૨૪ | ૩૫ | વાગલ્વી | વાગવાની |
| ૪૨૪ | ૩૬ | થવાથી ) | થયા ) |
| ૪૨૮ | ૧૯ | (૫) | (૪) કરિયાતાનાં સુકાં પાંદડાં તોલો ૦ા રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે લુગડાથી ગાળીને પાવું (૫) |
| ૪૨૮ | ૩૨ | લઈ | નાખી |
| ૪૨૮ | ૩૨ | પડીકી | પડીકીઓ |
| ૪૨૮ | ૩૩ | પાંચે જાતના જ્વર અને પિત્તપાંડુ | જ્વર અને પાંચે જાતના પાંડુ |
| ૪૨૮ | ૪૦ | ઝાડો | એક વખત ઝાડો |
| ૪૨૯ | ૯ | લીમડો (કડવો) ૧૯ | લીમડો (કડવો) ૯ |
| ૪૨૯ | ૩૨ | કોઈ પણ | તાવવાળાએ કોઇ પણ |
| ૪૩૦ | ૧૪ | પેટારી | ( પેટારી ) |
| ૪૩૨ | ૪૧ | દરદીને પણ | દરદીને |
| ૪૩૮ | ૩૦ | ભોગવે છે | ભોગવી શકે છે. |
| ૪૪૧ | ૧૬ | ભારંગી–૧,૮ | ભારંગી–૧, |
| ૪૪૨ | ૩૪ | રાત્રે ત્રણ વખત | ત્રણ દિવસ સુધી દરરોજ રાત્રે |
| ૪૪૩ | ૬ | ખરણેર | (ખરણેર) |
| ૪૪૪ | ૨૩ | ઉંડું | સાધારણ ઉંડું |
| ૪૪૪ | ૩૫ | ઓથમીજીરૂં | અમતુંજીરૂં |
| ૪૪૫ | ૨૫ | સ્યબળ ફુલ | શીમળાનાં ફૂલ |
| ૪૪૫ | ૨૮ | શ્વેતકનેર | ધોળી કણેર |
| ૪૪૫ | ૩૭ | ધારડાં | થેપલાં–વડાં |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪૫ | ૩૫ | સોંધ | સંધ |
| ૪૪૬ | ૩૦ | ભોંયકોળુ-૧૨ | ભોંયકોળુ-૧૩ |
| ૪૪૭ | ૫ | ઘી | ઘી ૧ તોલો, |
| ૪૪૭ | ૩૯ | તીલશની રાખ | તલસરાની રાખ |
| ૪૪૮ | ૩૩ | ખોડા | ખોડા |
| ૪૪૯ | ૧૦ | મજન્ન | મજ્જા |
| ૪૪૯ | ૨૨ | જીકાડો | ઝાડો |
| ૪૪૯ | ૨૭ | ગળતો | ટપકતો |
| ૪૫૦ | ૪ | કુદરલી | દુદરલી |
| ૪૫૦ | ૧૭ | તેમાંથી | તે ખારેકમાંથી ગુગળનો |
| ૪૫૦ | ૧૭ | ભરી | ભારી |
| ૪૫૧ | ૩૮ | મજીઠ-૪ | મજીઠ-૪ **તરતના પ્રમેહ માટે:-** આંબો-૮ |
| ૪૫૨ | ૧ | **૩૧-પાંડુ** | **૩૭-પાંડુ** |
| ૪૫૪ | ૧૧ | દાડળ | દાડમ |
| ૪૫૭ | ૨૩ | નિર્ગુંડીનાં | નગોડનાં |
| ૪૫૯ | ૨૦ | અર્કપુષ્પી | અર્કપુષ્પી (સુરજમુખી) |
| ૪૬૦ | ૪૦ | ભોંયકોળું-૧૦ | ભોંયકોળું-૧૨ |
| ૪૬૨ | ૧ | એ | જે |
| ૪૬૪ | ૩૬ | અધ્યશન | અધ્યયન |
| ૪૬૫ | ૧૯ | કાળે લુગડે | ખાદીના મજબુત લુગડામાં |
| ૪૬૫ | ૩૩ | રીઠા | ઘીવાળા રીઠા |
| ૪૬૬ | ૪૦ | લેપ કરવો | લેપ કરવો (૩) |
| ૪૭૦ | ૮ | રાન તુલસી-૬ | રાન તુલસી-૬, લાંબડી-૧ |
| ૪૭૦ | ૩૧ | દ્રાક્ષ-૮ | ડાંગર-૪,દ્રાક્ષ-૮ |
| ૪૭૩ | ૨૭ | બોરડીનાં | તોરણીનાં |
| ૪૭૫ | ૪૦ | સન્નિપાતથીજ | સન્નિપાતથી એ |
| ૪૭૬ | ૩૧ | ડોકાને | ડેંડા (સોટા)ને |
| ૪૭૬ | ૩૭ | હરદળ | હરડેની છાલ |
| ૪૭૭ | ૩૭ | ઢીચણથી | કાંડામાં એડીથી ઉંચા ઢુંચા (વેઢા) થી |
| ૪૮૩ | ૧ | શરીરે કંડૂ | શરીરે ખરજ |
| ૪૮૩ | ૧૭ | સોજો થઇ, | સોજો પણ હોય છે. તેમજ કોઇને |
| ૪૮૩ | ૩૪ | પેચશ | પેચશ |
| ૪૮૫ | ૩૩ | જાયફળ તોલો ૧, | જાયફળ નંગ ૧, |
| ૪૮૬ | ૩ | બેલ મૂળ | ખીલીનાં મૂળ, |
| ૪૮૬ | ૭ | કટતૃણ | લઘુરોહિસ ઘાસ, |
| ૪૮૮ | ૩૩ | અસાળીયો-૪ | અસાળીયો-૪,આદુ-૩૧ |
| ૪૮૯ | ૩ | **કળતર લાગે** | **કળ લાગે** |
| ૪૮૯ | ૧૮ | બળ્યા જેવી પીડા આપનારી | દાઝયા હોય એવા દેખાવની |
| ૪૯૦ | ૨૨ | તાની | તાણ, |
| ૪૯૩ | ૨૮ | મરચાં | મરચાં, ઘઉં, |
| ૪૯૩ | ૨૯ | બીજી એવી તજા ગરમી કરનારી | કોઇ પણ ગરમ |
| ૪૯૪ | ૯ | શણ | શણનાં |
| ૪૯૪ | ૧૦ | સાતુ | જવ, |
| ૪૯૭ | ૭ | અલણી | અલુણી |
| ૪૯૭ | ૧૯ | ગંગેટી-૧ | ગોરીનો ફણો-૩, ગંગેટી-૧, |
| ૪૯૭ | ૨૬ | મરડાશીંગ | મરડાશીંગ-૪, રામબાણ-૧ |
| ૫૦૧ | ૩૫ | નાગલા દુધેલી-૬, | નાગલા દુધેલી-૬, નાળીએર-૧૬ |
| ૫૦૨ | ૩૦ | ખાદીની | ખાદીની (શરદી કરે એવી) |
| ૫૦૨ | ૩૪ | સાજી | સાજીખાર |
| ૫૦૫ | ૧૫ | પંજાબી સાલમનું | (પંજાબી સાલમ)નું |
| ૫૦૫ | ૩૦ | કઠોળ, ધાન્ય, | કઠોળ ( દ્વિદળ ) ધાન્ય, |
| ૫૦૭ | ૩૯ | ૨૦, | ૨૦, ફટકડી ૮ અ |
| ૫૦૮ | ૧૫ | મુખ | મસા |
| ૫૦૯ | ૧૭ | (કાહ) | (કાહ, કાંસડો,) |
| ૫૦૯ | ૩૦ | સાળી | સાળી (ચોખા) |
| ૫૧૧ | ૨૯-૩૦ | ગોકર્ણીનાં | ગરણીનાં |
| ૫૧૧ | ૩૫ | પેટારી-૨ | (પેટારી)-૨ |
| ૫૧૪ | ૩૫ | દૂધ ભાત જમવાં | દૂધ પીવું, અને શીરો કરી જમવો |
| ૫૧૫ | ૩૮ | ઘી ૨૫૬ | દૂધ ૨૫૬ |
| ૫૧૮ | ૩૮ | સુકામાં | સુકામાં ભેળવી અલમમાં |
| ૫૧૯ | ૨૮ | શીંગોની ભોડ | જુનાં શીંગડાંને ઉગેલા અંકુર |
| ૫૧૯ | ૩૧ | પડે છે. | પડે છે. ( ૧૫ ) પોપૈયાનાં કાચાં ફળનો ચીકણો રસ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | મસાને ૩ દિવસ ચોપડવાથી મસા ગરી પડે છે. |
| ૫૧૯ | ૩૮ | વારાળ | (મ૦) વારૂળ |
| ૫૨૦ | ૨૯ | બીજોરૂં ૭ | બીજોરૂં–૭, ભારંગ–૯ |
| ૫૨૪ | ૪૧ | કીડીયાનગરૂં | કીડીયાનગરૂ (પગની એડીની નીચે કીડીના દર જેવું થાય છે તે દરદ |
| ૫૨૫ | ૮ | કવંડળ અને કડવી | ઇન્દ્રિવરણી અને કડવી (લઘુ) |
| ૫૨૫ | ૧૧ | તિતીનાં | તિવતીનાં |
| ૫૨૫ | ૪૧ | એનના | એનના (અરજુન સાજડના) |
| ૫૨૬ | ૨૧ | તે, પલિતરોગ | તે–પલિતરોગ |
| ૫૨૬ | ૩૨ | ઝાડના | ઝાડના (શિમળાના) |
| ૫૨૮ | ૨ | **પાલતરોગ** | **પલિતરોગ** |
| ૫૩૩ | ૧૩ | વાત અને પિત્તનાશક | વાતપિત્તનાશક |
| ૫૩૪ | ૨૨ | ફટકડીની | ફુલાવેલી ફટકડીની |
| ૫૩૫ | ૧ | ખરવતીનાં | ખરવતીનાં ( ખોરેતીનાં ) |
| ૫૩૬ | ૧૮ | ડુંટી | ડુંટી અને પેઢુ |
| ૫૩૬ | ૨૧ | લીમડાના | લીંબુના |
| ૫૩૭ | ૨૦ | અલણી | અલુણી |
| ૫૩૮ | ૧૩ | અલણી | અલુણી |
| ૫૪૦ | ૩૫ | ઉદર, વાયુ | ઉદરવાયુ, |
| ૫૪૩ | ૨૬ | **આહિર** | **અહિર** |
| ૫૪૩ | ૩૧ | **સપની** | **સર્પની** |
| ૫૪૫ | ૭ | અભ્રકનો ચોથો | અભ્રકને તેના ચોથા |
| ૫૪૫ | ૧૨ | ઉંધી કુલડીમાં | અંધમૂષા યંત્રમાં |
| ૫૪૬ | ૨૫ | થુવરનું | થુવર એ ત્રણેનું |
| ૫૪૬ | ૨૮ | જાંબુની અંતર છાલ | બકરાનું લોહી |
| ૫૪૬ | ૩૬ | ઉટકણુ | ઉટંકણુ |
| ૫૪૬ | ૩૮ | ઓશડ | ચોસઠ |
| ૫૪૮ | ૨૯ | સમડાના | ખીજડાના |
| ૫૪૮ | ૩૪ | **મસ** | **મસ (ચામખીલ)** |
| ૫૫૦ | ૨૮ | લખદીવ | લખદીપ |
| ૫૫૦ | ૩૭ | મિત્ર | મિશ્ર |
| ૫૫૧ | ૮ | **વહેતો (દુઃખતો)** | **વહેતો ( પરૂ નીકળતું )** |
| ૫૫૧ | ૧૦ | કાંદાને (ડુંગળી) ચીરી | કાંદાની ચીરી (ડુંગળીની ફાડ) |
| ૫૫૧ | ૩૪ | " સોંનકાવ " | " સોનકાવ અથવા સોનાગેરૂ " |
| ૫૫૩ | ૯ | દ્વિદલધાન્ય | દ્વિદલધાન્ય (કઠોળ) |
| ૫૫૩ | ૩૭ | **ખીલી** | **નવેલો** |
| ૫૫૩ | ૩૭ | **ભુંડણુ** | **પેશ** |
| ૫૫૪ | ૩૪ | ગાળી | ગોળી |
| ૫૫૫ | ૪ | **ખુપરા** | **ખુપરા (ખીલ)** |
| ૫૫૫ | ૧૧ | લીમડાના | લીંબુના |
| ૫૫૫ | ૧૮ | **ખીલી** | **નવેલો** |
| ૫૫૬ | ૩૫ | ઝાંપડ | મૂર્છા |
| ૫૫૭ | ૩ | ( ભૂનાગ ) | ( અળશીયાં ) |
| ૫૫૭ | ૧૧–૧૨ | ઉંધી કુલડીમાં | અંધમૂષા યંત્રમાં |
| ૫૫૭ | ૧૨ | ભૂનાગનું | અળશીયાંનું |
| ૫૫૭ | ૧૨ | ગાંડૂળ | અળશીયું |
| ૫૫૮ | ૩૨ | પીપરમાં | હરડેમાં |
| ૫૫૮ | ૩૪ | **તિડીક** | **તણખીયા** |
| ૫૫૯ | ૨૪ | લીમડાના | લીંબુના |
| ૫૬૦ | ૪૦ | વાલ | વાળ |
| ૫૬૧ | ૪૦ | અવટાવવું. | ખૂબ શેકવું. |
| ૫૬૩ | ૬ | આડકી | આઢકી ( તુવેર ) |
| ૫૬૪ | ૩૬ | પાંદડાં કરકરાં | પાંદડાંની કોર ઉપર કરકરી |
| ૫૬૪ | ૩૭ | **આગ્રમાંધ** | **અગ્નિમાંધ** |
| ૫૬૪ | ૧૭ | દાલચિની | ઝીણી તજ |
| ૫૬૯ | ૧૦ | યોનિદાહ | ૮ અ યોનિદાહ |
| ૫૭૩ | ૨૮ | અને | એમ |
| ૫૭૪ | ૧૮ | ( ૧ ) ચાર | ચાર |
| ૫૭૫ | ૩૦ | આસન્ન મૃત્ય | આસન્ન મૃત્યુ |
| ૫૭૯ | ૨૮ | કળલાવી | કલગારી |
| ૫૮૦ | ૩ | આપવામાંથી | આપવાથી |
| ૫૮૩ | ૬ | દેવદાલીના | દેવદાલી (કુકડવેલ)ના |
| ૫૮૩ | ૧૫ | ઘી | ઘી, ભાત |
| ૫૮૩ | ૧૫ | ભાત | ગાયનું દૂધ |
| ૫૮૪ | ૧ | ચુકોના | ચુકાના |
| ૫૮૫ | ૫ | **વિશ્લેષાન્** | **વિશ્લેષ** |
| ૫૮૫ | ૯ | જે લાકડાં | જે લાકડાં અગ્નિ આપવામાં વાપરવાં તે |
| ૫૮૫ | ૧૦ | **કાષ્ઠમાન** | **કાષ્ઠમાન,** એટલે કે અગ્નિ આપવા માટે જાડાઇ વગેરેમાં યોગ્યતાવાળાં |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૮૫ | ૧૩ | મધ્યમાગ્નિ | અધ્યમાગ્નિ |
| ૫૮૫ | ૨૦ | કુકપુટ | કુક્કુટ પુટ |
| ૫૮૬ | ૩૨ | લીધે | તળીએ |
| ૫૮૭ | ૩૧ | શરદ્ઋતુમાં આવનારા ( મેલેરિયા ) | કારતક, માગસરમાં આવનારા |
| ૫૮૯ | ૧૯ | ટંકણખારની લાહી | ફુલાવેલો ટંકણખાર |
| ૫૯૦ | ૭ | અગ્નિમાંદ્ય | અગ્નિપ્રદીપ્ત |
| ૫૯૩ | ૨૫ | તે શરાવસંપુટમાં | શરાવસંપુટમાં |
| ૫૯૩ | ૨૫ | એક હાથ ચોરસ ખાડામાં | ગજપુટમાં |
| ૫૯૬ | ૨૩ | ધાણા, | લીંડીપીપર, ધાણા, |
| ૫૯૭ | ૩ | લીમડાના | લીંબુના |
| ૫૯૭ | ૫ | લીંબુ | લીંડીપીપર |
| ૫૯૭ | ૨૧ | ઉદરોગ | ઉદરરોગ |
| ૫૯૭ | ૩૧ | લીંડીપીપર | લીંડીપીપર, વાળો, |
| ૫૯૯ | ૩૧ | ચાર તોલા ઘોળવા | ઘોળવા |
| ૫૯૯ | ૩૨ | ચૂર્ણ | ચૂર્ણ ૪ તોલા પ્રમાણે |
| ૬૦૦ | ૩૧ | કોઠ | કોઠ, ચોખાની ધાણી |
| ૬૦૧ | ૫ | કડુનાં | કુડા (ઇન્દ્રજવના ઝાડ)નાં |
| ૬૦૧ | ૨૯ | લઇ રીતસર પાક તૈયાર કરીને તેમાં જીરાથી જવખાર સુધીની સર્વ વસ્તુઓનું ચૂર્ણ નાખીને | નાખીને |
| ૬૦૧ | ૩૬ | ચણોઠી | ચણોઠીના વજન |
| ૬૦૩ | ૧૧ | ગાયના | ગાયના દહીંના |
| ૬૦૩ | ૧૭ | દૂધ ખાવું | દૂધ ઘણું ખાવું. |
| ૬૦૩ | ૨૮ | જરાસી | થોડીક |
| ૬૦૩ | ૨૯ | જીર્ણજ્વર | અજીર્ણથી આવેલો તાવ |
| ૬૦૩ | ૪૦ | સંભાળુ | નગોડ |
| ૬૦૪ | ૧૪ | ભસ્મ, | ભસ્મ, રૂપામુખી ભસ્મ, |
| ૬૦૪ | ૧૫ | ૨૬ | ૨૭ |
| ૬૦૫ | ૨૮ | પીંપળીમૂળ, | પીંપળીમૂળ, પહાડમૂળ, |
| ૬૦૬ | ૩ | ધાપટીનાં | ધાવડીનાં |
| ૬૦૬ | ૧૩ | કટતૃણ | રોહિસ ઘાસ |
| ૬૦૬ | ૪૦ | કનક બીજ | કતકબીજ |
| ૬૦૭ | ૫ | હાથીપગાનો | (હાથીપગાનો) |
| ૬૦૭ | ૨૫ | અને | મૂળાનો ખાર અને |
| ૬૦૭ | ૪૦ | રીઠા | ઘીના રીઠા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦૮ | ૧૯ | તોલો, | તોલો, કપૂર ૦। તોલો, ફુલાવેલો |
| ૬૧૨ | ૧૯ | અર્ધું જમ્યા પછી | જમ્યા પહેલાં |
| ૬૧૪ | ૭ | કબાબચીની | ચણકબાબા |
| ૬૧૭ | ૩૫ | મરી, | લીંડીપીપર, મરી, |
| ૬૧૯ | ૨૦ | કચોરૂ | કચરો (કસેરૂ) |
| ૬૨૦ | ૮ | કચોરાં | કચરો (કસેરૂ) |
| ૬૨૦ | ૨૪ | દૂધમાં | ઘીમાં |
| ૬૨૧ | ૮ | લવંગ | લવંગ, એળચી |
| ૬૨૧ | ૪૦ | આસન, કચરો, | આસંધ, કચરો (કસેરૂ) |
| ૬૨૬ | ૨૩ | ગુલ્મવાત, | ગોળો, |
| ૬૨૬ | ૩૮ | કળલાવી | કલગારી |
| ૬૨૮ | ૩૦ | મરી, | મરી, લીંડીપીપર, |
| ૬૨૯ | ૩૮ | કચોરાં | કચરો (કસેરૂ) |
| ૬૩૦ | ૨૮ | ૯ | ૮ |
| ૬૩૨ | ૨૧ | અક્કલકરો | અક્કલકરો, લીંડીપીપર (બીજી વખત લેવી) |
| ૬૩૨ | ૨૧ | તગર | તગર, લીંડીપીપર (ત્રીજી વખત લેવી) |
| ૬૩૩ | ૧ | દેવદાર, | દેવદાર, આસંધ, |
| ૬૩૩ | ૩૧ | સરસીયું તેલ | તેલ |
| ૬૩૪ | ૧ | મરી | મરી, લીંડીપીપર |
| ૬૩૪ | ૧૩ | બીલાંનો | નાનાં ( કુમળાં ) બીલાંનો |
| ૬૩૫ | ૧૬ | નાખવી–માવો | નાખવી. દૂધનો માવો |
| ૬૩૬ | ૨ | કચોરાં | કચરો (કસેરૂ) |
| ૬૩૬ | ૧૬ | કચોરૂ | કચરો (કસેરૂ) |
| ૬૩૮ | ૧૩ | કુરડુ | લાંબડી |
| ૬૪૦ | ૨૯ | ખેરનો સાર | ખેરસાર |
| ૬૪૧ | ૩૩ | કચોરાં | કચરો ( કસેરૂ ) |
| ૬૪૩ | ૨૯ | પથરી | બરોળ |
| ૬૪૪ | ૮ | ભૂખ | લૂખ |
| ૬૪૪ | ૨૮ | ખસખસ | દ્રાક્ષ |
| ૩૨૫ | ૪૦ | દુર્વિદગ્ધં વાપિ | દુર્વિદગ્ધં મહાપિ |
| ૩૨૭ | ૩૫ | ભોખાનનું ફૂલ | ભોખાનનું તેલ |
| ૩૬૨ | ૧૭ | કુકટી | કડુ |
| ૩૭૭ | ૨૬ | તેનો | તેનો લાલ |
| ૪૮૩ | ૩૪ | પેથશ | પેચશ |

નીચલાં પૃષ્ઠોની નીચલી લાઇનોમાં **પીંપર** શબ્દ આવેલો છે, ત્યાં **લીંડીપીપર** એમ સુધારી લેવું.

પૃષ્ઠ ૩૩ ની લાઇન ૧૮, ૨૩. ૩૬ ની ૯. ૪૧ ની ૮. ૪૨ ની ૧૦, ૨૩, ૨૬, ૨૭. ૪૩ ની ૧. ૪૪ ની ૮. ૧૪૦ ની ૧૧. ૧૫૫ ની ૭. ૧૫૯ ની ૨૫. ૧૬૦ ની ૩૦. ૨૦૪ ની ૯. ૩૦૧ ની ૨, ૩૩. ૩૯૮ ની ૧૪, ૧૭, ૧૮, ૧૯. ૫૨૮ ની ૩૮. ૫૩૩ ની ૧૫, ૧૬, ૨૯. ૫૬૭ ની ૩૧. ૫૯૯ ની ૧૧. ૬૦૧ ની ૨૮. ૬૧૨ ની ૩૭. ૬૧૩ ની ૩૬. ૬૧૫ ની ૧, ૨૬, ૪૧. ૬૧૬ ની ૧૨. ૬૧૭ ની ૫. ૬૨૫ ની ૩૩. ૬૨૬ ની ૧૧. ૬૨૯ ની ૧૬, ૨૧. ૬૩૩ ની ૨૬, ૩૦, ૩૨. ૬૩૪ ની ૧, ૬, ૭. ૬૪૩ ની ૧૧, ૧૨.

નીચલાં પૃષ્ઠોની નીચલી લાઇનોમાં **આસુંદરો** શબ્દ આવેલો છે, ત્યાં **અરજુનસાજડ** એમ સુધારી લેવું.

પૃષ્ઠ ૭૪ ની લાઇન ૨૩ મી. ૫૨૧ ની ૨૨ મી. ૫૨૨ ની ૩૦. ૫૨૬ ની ૨૫.

નીચલાં પૃષ્ઠોની નીચલી લાઇનોમાં **કવંડળ** શબ્દ આવેલો છે, ત્યાં **ઇન્દ્રવરણા** એમ સુધારી લેવું.

પૃષ્ઠ ૨૩૮ ની લાઇન ૨ જી. ૨૮૫ ની ૨૯. ૩૮૬ ની ૧૨. ૩૯૫ ની ૧૭. ૪૧૯ ની ૨. ૪૭૩ ની ૨૫. ૪૭૯ ની ૭. ૫૦૭ ની ૧૦. ૬૦૫ ની ૪૧. ૬૦૬ ની ૬.

નીચલાં પૃષ્ઠોમાંની નીચલી લાઇનોમાં **અરડુસો** શબ્દ આવેલો છે તે **અરડુસી** એમ સુધારી લેવું.

પૃષ્ઠ ૩૬ ની લાઇન ૩૯ મી. ૮૭ ની ૩૪. ૧૦૫ ની ૨૭. ૩૯૫ ની ૨૩. ૪૩૦ ની ૧૨. ૪૭૨ ની ૨૯. ૪૭૫ ની ૫. ૫૬૭ ની ૩૨.

નીચલાં પૃષ્ઠોની નીચલી લાઇનોમાં **કોચલાં,કચોરાં,કચોરા,કચોરૂ.** આવે છેનો ત્યાં **પટ્કચૂરો** એમ સુધારી લેવું.

પૃષ્ઠ ૬૧૭ ની લાઇનિ ૨૪. ૬૧૯ ની ૩૭. ૬૨૦ ની ૨૬. ૬૨૩ ની ૫, ૨૭, ૩૫. ૬૨૪ ની ૨૪, ૩૩. ૬૨૬ ની ૧૮, ૨૫, ૩૪. ૬૨૮ ની ૨૪, ૨૦. ૬૨૯ ની ૨૨, ૨૬. ૬૩૧ ની ૧૭, ૨૭, ૩૭. ૬૩૨ ની ૯. ૬૩૩ ની ૨૨, ૩૦. ૬૩૫ ની ૩, ૩૨, ૬૩૬ ની ૨. ૬૩૮ ની ૧૭, ૨૮, ૪૧. ૬૩૯ ની ૮, ૬૪૦ ની ૩૬.

નીચલાં પૃષ્ઠોની નીચલી લાઇનોમાં **આસન** આવે છે ત્યાં **આસંધ** એમ સુધારી લેવું.

પૃષ્ઠ ૬૧૦ ની લાઇનિ ૨૪. ૬૧૧ ની ૧, ૮, ૯. ૬૧૩ ની ૧૧. ૬૧૪ ની ૧૬. ૬૧૫ ની ૬. ૬૧૯ ની ૩૭. ૬૨૦ ની ૧૭. ૬૨૩ ની ૫. ૬૨૪ ની ૯. ૬૨૭ ની ૩૩. ૬૩૫ ની ૨. ૬૩૬ ની ૨. ૬૩૭ ની ૨૨, ૩૪. ૬૪૨ ની ૧૦.



